# THE STUDY OF ENGLISH.

# અંગ્રેજી અભ્યાસ.

એટલે

(ઘેર બેઠાં પોતાની મેળે અંગ્રેજી શિખવાનું પુસ્તક).

રચનાર

નર્મદાશંકર ગણપતરામ ઠાકર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

સોમચંદ ભગવાનલાલ શાહ.

બુકસેલર.

પાનકોર નાકા—અમદાવાદ.

સંવત ૧૯૭૪. (પ્રત ૨૧૦૦.) સને ૧૯૧૮.

કિંમત ૧-૪-૦

# પ્રસ્તાવના.

અંગ્રેજી ભાષા નહિ જાણનારની જાણ બહાર નથી કે અંગ્રેજી ભાષા આજ-કાલ મનુષ્ય જાતના વિચારોની અદલાબદલી કરવામાં મોટો ભાગ ભજવે છે. એશિઆ, યૂરોપ, અમેરિકા, આફ્રીકાને ઑસ્ટ્રેલીઆ એ પાંચે ખંડોના કોઇ પણ ભાગમાં આપણે અંગ્રેજી ભાષા મારફત મન ધાર્યું કામ સરળતાથી કરી શકીએ છીએ. એટલુંજ નહિ પરન્તુ અંગ્રેજી ભાષા નહિ જાણનાર પોણા ભાગની દુનિઆના વિચારો જાણવા અશક્ત છે. દુનિઆના ભિન્ન ભિન્ન પ્રદેશોની અને જુદી જુદી પ્રજાઓની સંપૂર્ણ માહિતી આપણને અંગ્રેજી પુસ્તકો મારફત મળી શકે છે. આપણાં હમેશનાં કામકાજોમાં, વ્યાપાર રોજગારમાં કે નોકરી ચાકરીમાં અંગ્રેજી ભાષાની ડગલે ડગલે જરૂર જણાય છે. આગગાડી કે આગબોટની મુસાફરીમાં, તાર ઓફીસોને ટીકીટ ઓફીસોમાં, ટપાલખાતામાં, કચેરીઓમાં, નિશાળોમાં, દવાખાનાઓમાં, નાના મોટાં કારખાનાંઓમાં સર-કસોમાં, નાટકોમાં, પ્રદર્શનોમાં, સભાઓમાં અને એવાં અનેક જાહેર ખાતાઓમાં અંગ્રેજી અભ્યાસ વગરનો માણસ જોઇએ તેવો લાભ ઉઠાવી શકતો નથી એટ-લુંજ નહિ પરન્તુ આચાર વિચારમાં પણ તેવો માણસ દુર્બળ અને પછાત રહી જાય છે. પોતાના ઘરની બહાર શું બની રહ્યું છે? દુનિઆ કેવી કુદકે ને ભુસકે આગળ વધે છે. માણસ જાત કેવી રીતે પોતાની ઉન્નતિ સાધી શકે છે. ઈત્યાદિ બાબતોના ફેસલા તે પોતાના મન સાથે કરી શકતો નથી. સારાં સારાં વર્તમાન પત્રો ઘણાંખરાં અંગ્રેજી ભાષામાંજ છપાતાં હોઇને તે દ્વારા ડાહ્યા માણસોજે લાભ ઉઠાવી પ્રગતિ કરે છે તે લાભ અંગ્રેજી જ્ઞાન વગરના માણસને મળી શકતો નથી. એટલુંજ નહિ પણ અંગ્રેજી ભાષા આપણા રાજ્ય કર્તાઓની ભાષા હોવાથી રાજકીય કામકાજો, રાજકીય હીલચાલો અને ટુંકમાં આખા રાજ્ય તંત્રનો વ્યવહાર અંગ્રેજી ભાષા મારફત થતો હોવાથી બનતાં સુધી દરેક માણસે થોડું

ઘણું પણ તે ભાષાનું જ્ઞાન મેળવી તૈયાર થવુંજ જોઇએ આવાં આવાં ઘણાં કારણોથી અંગ્રેજી ભાષાની અગત્ય હર કોઇ જાણે છે. પરન્તુ દરેક માણસ કાંઇ નિશાળમાં બેશી તે જ્ઞાન સંપાદન કરવાને ભાગ્યશાળી હોય નહિ. દરેકને પરદેશી ભાષા ભણવાને સાધનોને સંજોગો જોઇએ તેવા મળે નહિ. આ કારણથી જે જે ભાઇ બ્હેનોને કામ ચલાઉ અંગ્રેજી ભાષાનું જ્ઞાન પોતાના અવકાશે મેળવી લેવું હોય બહારના કોઈ પણ માણસની મદદ સિવાય પોતાની જાતે દરરોજ થોડું થોડું જ્ઞાન વધારવું હોય તેવા જીજ્ઞાસુજનો માટે આ નવિન પુસ્તકની યોજના કરવામાં આવી છે.

અંગ્રેજી ભાષા પોતાની મેળે શીખાય તેવાં આજ સુધીમાં ઘણાંએ પુસ્તકો લખાઈ ચુકાયાં છે, પરન્તુ પ્રસ્તુત પુસ્તકને તદ્દન નવિન ઢબમાંજ લખવા પ્રયાસ કર્યો છે, અને તે એ, કે જેમ એક ઓરડામાં માસ્તર વિદ્યાર્થીને ધીમે ધીમે સમજાવીને શીખવે તેવી શૈલીમાંજ તેના પાઠોની રચના કરવામાં આવી છે. ઉદ્યોગશીલ માણસ તેમાં બતાવ્યા પ્રમાણે જો બરોબર મહેનત કરે તો જરૂર તેમાંનો એક પાઠ એક દિવસમાં કરી શકે તેમ છે. દરરોજ એક પાઠ ન થાય તો ત્રણ ચાર દિવસે પણ મહેનત લઇ એક પાઠ પુરો કરી શકાય છે. લેખકની ખાત્રી છે કે જો કોઇ સમજુ વિદ્યાર્થી બરોબર મહેનત કરે તો ચાર માસમાં આ આખું પુસ્તક બરોબર પાકું કરી શકે અને વ્યવહારૂ અંગ્રેજી ભાષા જ્ઞાન જરૂર ઝડપી શકે.

ગુજરાતી શાળાના મહેતાજીઓ, કારીગરો, કામદારો, વ્યાપારીઓ, ગુમાસ્તાઓ, અને વિદ્યાર્થીઓ આ પુસ્તકનો છુટથી ઉપયોગ કરી અંગ્રેજી ભાષા શીખી શકે એ હેતુથી વિષયનો ક્રમ રાખવામાં ખાસ કાળજી રાખી છે.

પુસ્તકને સર્વ સામાન્ય ઉપયોગી થઈ પડે તે ખાતર બનતી મહેનત લેવા છતાં પણ અમદાવાદમાં છેલ્લા કમનસીબ પ્લેગને લીધે માણસોની નાસભાગમાં અને કેટલીક અનુકૂળતાના અભાવે કોઈ કોઇ સ્થળે પ્રુફ તપાસવામાં ભૂલ રહી ગએલી છે. તે હવે પછીની આવૃત્તિમાં સુધારી લેવા તજવીજ થશે. તો પણ કોઈ વિદ્વાનની દ્રષ્ટિમાં અંતર્ગત લખાણમાં કોઈ દોષ જણાઇ આવે તો અમને સૂચના

કરવા તસ્દી લેશે તો તે સજ્જનનો આભાર માની નવિન આવૃત્તિમાં તેમાં યોગ્ય સુધારો વધારો કરવામાં આવશે.

આ પુસ્તકનો શરૂઆતમાં અભ્યાસ કરી આ અભ્યાસીએ અંગ્રેજી ભાષાનાં બીજાં પુસ્તકો જેટલાં બને તેટલાં વાંચવા. જ્યાં જ્યાં સમજણ ન પડે ત્યાં ત્યાં અંગ્રેજી સારી રીતે જાણનારની મદદ લેવી અને રાત દિવસ પરિશ્રમ લઇ થોડા સમયમાં તે જ્ઞાન સંપાદન કરી લઇલેવું. તોજ ખરો લાભ છે. અર્ધદગ્ધ અવસ્થા ઘણી ભયંકર અને દુઃખ રૂપ ગણાય છે, જ્યાં સુધી અંગ્રેજી બરોબર નથી જાણતા અને અંગ્રેજી ભાષામાં વાંચી લખી કે વાતચીત કરી શકતા નથી ત્યાં સુધી મનમાં અહોનિશ અસંતોષ રહ્યા કરે છે તેટલાજ માટે પ્રથમ આ પુસ્તકનો બારીકીથી અભ્યાસ કરી ડીકશનેરી–શબ્દકોષની મદદથી બીજાં અંગ્રેજી ભાષાનાં પુસ્તકો વાંચી પ્રૌઢ બનવું એવી નમ્ર ભલામણ છે.

આશા છે કે અંગ્રેજી ભાષા શીખવાને આતુર વર્ગ આ પુસ્તકનો બ્હોળા પ્રમાણમાં લાભ લેશે અને પોતાના જ્ઞાનમાં ઉમેરો કરી પોતાનું વિચાર ક્ષેત્ર વધારવા પ્રયાસ કરશે.

સાંકડીશેરી–નાનશા જીવણની પોળ.<br>
અમદાવાદ તા. ૨૦ મે ૧૯૧૮.<br>
સોમવાર

નર્મદાશંકર ગણપતરામ ઠાકર.

# અનુક્રમણિકા.

# અંગ્રેજી અભ્યાસ.

## પ્રથમ દિવસ.

જેમ દરેક ભાષા અમુક અક્ષરો ઉપરજ રચાએલી છે, તેમ અંગ્રેજી ભાષા પણ ૨૬ અક્ષરો ઉપર બની છે. આ છવીસ અક્ષરોને એ–બી–સી–ડી ના નામે ઓળખવામાં આવે છે. જેમ આપણી ગુજરાતી ભાષાના મૂળાક્ષરો ક–ખ–ગ–ઘ–( કક્કો ) તેમજ અંગ્રેજી ભાષાના મૂળાક્ષરો તે એ–બી–સી–ડી. આ અંગ્રેજી કક્કાને અંગ્રેજી ભાષામાં ( Alphabets ) આલ્ફાબેટ્સ કહેવાય છે.

ગુજરાતીમાં એકજ કક્કો છે અને અંગ્રેજીમાં એકજ મૂળાક્ષર બતાવવાને ચાર કક્કા છે. પહેલા કક્કાને પહેલી એ–બી–સી–ડી કહે છે. બીજાને બીજી એ–બી–સી–ડી, ત્રીજાને ત્રીજી એ–બી–સી–ડી અને ચોથાને ચોથી. આ ચારે એ–બી–સી–ડી ઓનો અર્થ તો એકજ છે પણ માત્ર મરોડજ જુદો છે. પહેલી બે–એ–બી–સી–ડી આ છાપેલું વાંચવાના કામમાં આવે છે. અને બીજી બે ( ત્રીજી અને ચોથી ) લખવાના કામમાં આવે છે. આજે તો આપણે માત્ર પહેલી બે એ બી સી ડી જ શીખીશું કે જે છાપેલું વાંચવાના કામમાંજ આવે છે.

## પહેલી એ–બી–સી–ડી.

| A | B | C | D | E | F | G | H |
|---|---|---|---|---|---|---|---|
| એ | બી | સી | ડી | ઈ | ઍફ્ | જી | ઍચ્ |
| I | J | K | L | M | N | O | P |
| આઇ | જે | કે | ઍલ્ | ઍમ્ | ઍન્ | ઓ | પી |
| Q | R | S | T | U | V | W | X |
| ક્યુ | આર્ | ઍસ્ | ટી | યુ | વી | ડબલ્યુ | ઍક્સ |
| | | | Y | Z | | | |
| | | | વાય્ | ઝેડ | | | |

આમાં તમે જોયું કે ૨૬ મૂળાક્ષરો છે અને તે દરેક અક્ષરનો ઉચ્ચાર તેની નીચેજ ગુજરાતીમાં લખ્યા પ્રમાણે થાય છે. આમાના દરેક અક્ષરને અંગ્રેજીમાં 'લેટર' કહે છે. હવે આપણે આ નીચે બીજી એ–બી–સી–ડી–તપાસીએ.

## બીજી એ–બી–સી–ડી.

| a | b | c | d | e | f | g | h |
|---|---|---|---|---|---|---|---|
| એ | બી | સી | ડી | ઈ | ઍફ્ | જી | એચ્ |

| i | j | k | l | m | n | o |
|---|---|---|---|---|---|---|
| આઇ | જે | કે | ઍલ્ | ઍમ્ | ઍન્ | ઓ |

| p | q | r | s | t | u |
|---|---|---|---|---|---|
| પી | ક્યુ | આર્ | ઍસ્ | ટી | યુ |

| v | w | x | y | z |
|---|---|---|---|---|
| વી | ડબલ્યુ | ઍક્સ્ | વાય | ઝેડ્. |

આ ઉપરથી તમને પહેલી અને બીજી એ–બી–સી–ડી ના મરોડ વચ્ચેનો તફાવત સારી રીતે સમજાશે. આ એ–બી–સી–ડી ના દરેક અક્ષરને પણ લેટર કહે છે પણ પહેલી એ–બી–સી–ડીના દરેક અક્ષરનું બીજું નામ 'કેપીટલ લેટર્=મોટા અક્ષર અને બીજી એબી સીડીના દરેક અક્ષરના નામ 'સ્મૉલ લેટર્' નાનો અક્ષર. આજે તમારે આ બન્ને એ–બી–સી–ડી ઓ બરોબર ઓળખતાં શીખવાની. જો એ પ્રમાણે જોયા વિના લખતાં આવડે તો ઘણુંજ સારું નહીં તો ઓળખવી તો અવશ્ય જોઇએ. કારણ કે આપણા તમામ વાંચન પાઠો આ બે એ–બી–સી–ડી માંજ હશે અને તમામ છાપેલાં પુસ્તકો પણ આ બે જ એ–બી–સી–ડી ઓમાં છપાય છે. હું ધારું છું કે તમને આ બન્ને એ–બી–સી–ડી ઓ એક દિવસમાં આવડી જશે અને જો બરોબર આવડે તો પછી નીચેના અક્ષરો કઇ એ–બી–સીડી ના છે અને તેનું નામ શું છે તે બરોબર ખાત્રી કરી આગળ બીજા પાઠમાં વધવું.

### નીચેના અક્ષરો કઇ એ-બી-સી-ડી ના અને તે દરેકનું નામ આપો.

**C, m, L, k, X, c, P, t, f, R, B, N, q, s, Y, W, h, A, n, Z, x, D, K, o, F, d, O, T, u, z, i, J, g, H, I, h, G, Q, Y.**

## દિવસ ૨ જો.

મને ખાત્રી છે કે ગઇ કાલનો પાઠ તમે બરાબર પાકો કર્યો હશે આજે હવે આપણે આગળ વધીએ. પરન્તુ તે પહેલાં તમારે યાદ રાખવું જોઇએ કે એક પણ દિવસનો પાઠ પાકો--બરાબર પાકો કર્યા સિવાય તમારે આગળ વધવું નહીં કારણ કે "ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર". ચાલો હવે આપણે ત્રીજી અને ચોથી એ-બી-સી-ડીઓ લખતાં શીખીએ કારણ કે તે લખવાના કામમાં વપરાય છે.

### ત્રીજી એ-બી-સી-ડી.

| *A* | *B* | *C* | *D* | *E* | *F* | *G* | *H* | *I* | *J* |
|---|---|---|---|---|---|---|---|---|---|
| એ | બી | સી | ડી | ઇ | એફ્ | જી | એચ્ | આઇ | જે |

| *K* | *L* | *M* | *N* | *O* | *P* | *Q* | *R* |
|---|---|---|---|---|---|---|---|
| કે | એલ્ | એમ્ | એન્ | ઓ | પી | ક્યુ | આર્ |

| *S* | *T* | *U* | *V* | *W* | *X* | *Y* | *Z* |
|---|---|---|---|---|---|---|---|
| એસ્ | ટી | યુ | વી | ડબ્લ્યુ | એક્સ્ | વાય | ઝેડ્. |

## ચોથી એબી સીડી.

| a | b | c | d | e | f | g | h | i | j | k |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એ | બી | સી | ડી | ઇ | એફ્ | જી | એચ | આઇ | જે | કે |

| l | m | n | o | p | q | r | s | t | u |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ઍલ્ | ઍમ્ | ઍન્ | ઓ | પી | ક્યુ | આર્ | ઍસ્ | ટી | યુ |

| v | w | x | y | z |
|---|---|---|---|---|
| વી | ડબ્લ્યુ | ઍક્સ્ | વાય્ | ઝેડ્. |

હવે ઉપરની બન્ને એ–બી–સી–ડીઓ તમારે ઘુંટવી પડશે. સ્લેટમાં અગર કાગળપર દરેક અક્ષર છાપેલા જેવાજ કરવાની કાળજી રાખી તેનો તે અક્ષર ઘુંટવો અને તે પ્રમાણે બન્ને એ–બી–સી–ડીઓ જોયા સિવાય લખતાં આવડે તેમ કરવું. ઘુંટતી વખતે મરોડ લાવવામાં બહુ ધીરજથી કામ કરવું કારણ કે સાર અક્ષર તે પણ ઉત્તમ કળા છે અને જો તમારો હાથ છાપેલા અક્ષરો જેવાજ લખતાં મૂળથીજ વળશે તો પછી તમે ઝડપથી ઘણા સારા અંગ્રેજી અક્ષર લખી શકશો. જે અભ્યાસીઓ અક્ષર શીખવાની શરૂઆતથીજ ઉતાવળ કરે છે તેમને ઉતાવળથી લખવાની ટેવ પડે છે અને તેમ કરતાં તેમના અક્ષરો બગડેલાજ રહે છે—કદી સુધરતા નથી આ એક કાયમની કુટેવ છે. ઘણા આગળ વધેલા વિદ્યાર્થીઓના અક્ષર વાંચવા પણ ન ગમે એવા હોય છે અને તે તેમની આવી ખોટી ઉતાવળનુંજ પરિણામ છે. માટે તમારે શરૂઆતમાં તો બીલકુલ ઉતાવળ નહી કરતાં ધીમે ધીમે હાથ ઠસાવવો અને દરેક અક્ષર અણી શુદ્ધ લખતાં શીખવું.

આ બીજી બે એ–બી–સી–ડીઓમાં પહેલીની માફક ત્રીજી એ–બી–સી ડી ના અક્ષરોને 'કૅપીટલ લૅટર્સ'=મોટા અક્ષરો અને બીજીની માફક ચોથી એ–બી–સી–ડી ના અક્ષરોને '' સ્મૉલ્ લેટર્સ ''=નાના અક્ષરોને નામે ઓળખવામાં આવે છે.

આ એ-બી-સી-ડી ઓ ઉપર બરોબર હાથ જામ્યા પછી આંકેલા કાગળની નોટોમાં વારંવાર તે લખ્યાજ કરવી અને ફરી ફરીને અક્ષર સુધારવા પ્રયાસ કરવો પેન્સીલથી અક્ષર બરોબર થયા પછી આંકેલ લીંટી ઉપર શાહી અને હોલ્ડરથી લખવાની ટેવ રાખવી. અંગ્રેજીમાં એક કહેવત છે કે 'ટેવ માણસને સંપૂર્ણ બનાવે છે.'

---

# દિવસ ૩ જો.

તમે હવે ચારે એ-બી-સી-ડીઓ શીખી ગયા. બે વાંચતાં અને બે લખતાં. આ પાઠમાં હવે હું તમને એ-બી-સી-ડીના ગુજરાતી અર્થ શીખવીશ તે બરોબર મોઢે કરી લેવા. નીચેના કોઠામાં મેં ચારે એ-બી-સી ડી ઓ ફરીથી આપી છે પાંચમાં ખાનામાં તમે શીખી ગયા તે ઉચ્ચારો લખ્યા છે અને છેલ્લાં ખાનામાં તે દરેક અક્ષરનો ગુજરાતીમાં શું અર્થ થાય છે તે બતાવ્યું છે. આ કોઠો તમારા છેલ્લા બે દિવસના કામનું પુનરાવર્તન છે તેની સાથે દરેક અર્થ નવો શીખવાનો છે.

---

# ચારે એ-બી-સી-ડી ઓ અને તેના અર્થ અને ઉચ્ચાર બતાવનારો કોઠો.

| છાપવામાંજ વપરાતા | | લખવામાંજ વપરાતા | | ઉચ્ચાર. | અક્ષરોનો ગુજરાતીમાં થતા અર્થ. |
|---|---|---|---|---|---|
| પહેલી | બીજી | ત્રીજી | ચોથી | | |
| કેપીટલ લેટર્સ એટલે મોટા અક્ષરો. | સ્મોલ્ લેટર્સ્ એટલે નાના અક્ષરો. | કેપીટલ લેટર્સ એટલે મોટા અક્ષરો. | સ્મોલ લેટર્સ્ એટલે નાના અક્ષરો. | | |
| A | a | A | a | એ | એ, ઍ, આ, ઓ. |
| B | b | B | b | બી | બ્. |
| C | c | C | c | સી | સ્, ક્. |
| D | d | D | d | ડી | ડ્, દ્. |
| E | e | E | e | ઇ | એ, ઇ, અ, |
| F | f | F | f | એફ્ | ફ્ |
| G | g | G | g | જી | ગ, જ. |
| H | h | H | h | એચ | હ્ |
| I | i | I | i | આઇ | આઇ, ઇ, આય્. |
| J | j | J | j | જે | જ્ |
| K | k | K | k | કે | ક્ |
| L | l | L | l | એલ | લ્, ળ્. |
| M | m | M | m | એમ | મ્ |
| N | n | N | n | એન | ન્ |
| O | o | O | o | ઓ | ઓ, ઑ, અ, ઊ. |
| P | p | P | p | પી | પ્ |
| Q | q | Q | q | ક્યુ | ક્યુ, ક્ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| R | r | *R* | *r* | આર્ | ર્ |
| S | s | *S* | *s* | ઍસ્ | સ્, ઝ્. |
| T | t | *T* | *t* | ટી | ટ્, ત્. |
| U | u | *U* | *u* | યુ | ય, યૂ, અ, ઉ. |
| V | v | *V* | *v* | વી | વ્ |
| W | w | *W* | *w* | ડબલ્યુ | ઉવ |
| X | x | *X* | *x* | એક્સ્ | ક્સ્, ક્ઝ્. |
| Y | y | *Y* | *y* | વાય્ | આય્, ઇ, ય્. |
| Z | z | *Z* | *z* | ઝેડ્ | ઝ્. |

આ કોઠો ધ્યાન પૂર્વક પુનઃ તપાસી જવો અને છેલ્લાં ખાનામાં લખેલા ઉચ્ચાર અને અર્થ બરોબર મોઢે કરી જવા.

આ છવીસ અક્ષરોમાં A, E, I, O, U, Y, W સ્વરો કહેવાય છે બાકીના તમામ વ્યંજનો કહેવાય છે પણ Y અને W જ્યારે શબ્દની શરૂઆતમાં આવે ત્યારે વ્યંજન ગણાય છે.

---

## દિવસ ૪ થો.

છેલ્લા ત્રણ દિવસોમાં તમે ચાર એ–બી–સી–ડીઓ ત્હેના ઉચ્ચાર અને અર્થ સહીત બરાબર શીખ્યા હવે આપણે આ પાઠમાં ગુજરાતી બારાક્ષરી–બારાખડી પરથી અંગ્રેજી બારાક્ષરી–બારાખડી શીખીશું:—

| | | | |
|---|---|---|---|
| અ = a | ક્ = c, k | ડ્ = d | મ્ = m |
| આ = â | ખ્ = kh | ઢ્ = dh | ય્ = y |
| ઇ = i | ગ્ = g | ણ્ = n | ર્ = r |
| ઈ = î, ee | ઘ્ = gh | ત્ = t | લ્ = l |
| ઉ = u | ઙ = n | થ્ = th | વ્ = v, w |
| ઊ = û, oo | ચ્ = ch | દ્ = d | શ્ = sh |
| એ = e | છ્ = chh | ધ્ = dh | ષ્ = sh |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઐ | = | ai | જ્ | = | j | ન્ | = | n | સ્ | = s |
| ઓ | = | o | ઝ્ | = | jh, z | પ્ | = | p | હ્ | = h |
| ઔ | = | au | ઞ્ | = | n | ફ્ | = | ph, f | ળ્ | = l |
| અં | = | m | ટ્ | = | t | બ્ | = | b | ક્ષ્ | = ksh |
| *: | = | h | ઠ્ | = | th | ભ્ | = | bh | જ્ઞ | = jn |

ઉપલા અક્ષરો ઉપરથી તમે હવે કોઇ પણ અક્ષર ગોઠવી શકશો. અક્ષરની નીચે (~) નિશાની કરેલી છે. તે બતવે છે કે કે તે અક્ષર ખોડો છે એટલે તેમાં સ્વર નથી. દરેક અક્ષર આખો કરવાને તેમાં સ્વરની જરૂર પડે છે માટે જ્યાં જ્યાં આખો અક્ષર બોલાય ત્યાં જરૂર સ્વર લખવો. સરળતાની ખાતર તમામ બારાક્ષરી પુરી આ નીચે આપેલી છે જેથી ઘસળી બાબત સ્પષ્ટ થશે.

| ક | કા | કિ | કી | કુ | કૂ | કે | કૈ | કો | કૌ | કં | કઃ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ka | ka' | ki | kee | ku | koo | ke | kai | ko | kau | kam | kah |
| ખ | ખા | ખિ | ખી | ખુ | ખૂ | ખે | ખૈ | ખો | ખૌ | ખં | ખઃ |
| kha' | kha | khi | khee | khu | khoo | khe | khai | kho | khau | kham | khah |
| ગ | ગા | ગિ | ગી | ગુ | ગૂ | ગે | ગૈ | ગો | ગૌ | ગં | ગઃ |
| ga | ga' | gi | gee | gu | goo | ge | gai | go | gau | gam | gah |
| ઘ | ઘા | ઘિ | ઘી | ઘુ | ઘૂ | ઘે | ઘૈ | ઘો | ઘૌ | ઘં | ઘઃ |
| gha | gha' | ghi | ghee | ghu | ghoo | ghe | ghai | gho | ghau | gham | ghah |
| ચ | ચા | ચિ | ચી | ચુ | ચૂ | ચે | ચૈ | ચો | ચૌ | ચં | ચઃ |
| cha | cha' | chi | chee | chu | choo | che | chai | cho | chau | cham | chah |
| છ | છા | છિ | છી | છુ | છૂ | છે | છૈ | છો | છૌ | | |
| chha | chhâ | chhi | chhee | chhu | chhoo | chhe | chhai | chho | chhau | | |

છં છઃ
chham chhah

| જ | જા | જિ | જી | જુ | જૂ | જે | જૈ | જો | જૌ | જં | જઃ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ja | jâ | ji | jee | ju | joo | je | jai | jo | jau | jam | jah |

* : = વિસર્ગ.

ઝ ઝા ઝિ ઝી ઝુ ઝૂ ઝે ઝૈ ઝો ઝૌ ઝં ઝઃ
jha jhâ jhi jhee jhu jhoo jhe jhai jho jhau jham jhah

ટ ટા ટિ ટી ટુ ટૂ ટે ટૈ ટો ટૌ ટં ટઃ
ta tâ ti tee tu too te tai to tau tam tah

ઠ ઠા ઠિ ઠી ઠુ ઠૂ ઠે ઠૈ ઠો ઠૌ ઠં ઠઃ
tha thâ thi thee thu thoo the thai tho thau tham thah

ડ ડા ડિ ડી ડુ ડૂ ડે ડૈ ડો ડૌ ડં ડઃ
da dâ di dee du doo de dai do dau dam dah

ઢ ઢા ઢિ ઢી ઢુ ઢૂ ઢે ઢૈ ઢો ઢૌ ઢં ઢઃ
dha dhâ dhi dhee dhu doo dhe dhai dho dhau dham dhah

ણ ણા ણિ ણી ણુ ણૂ ણે ણૈ ણો ણૌ ણં ણઃ
na nâ ni nee nu noo ne nai no nau nam nah

ત તા તિ તી તુ તૂ તે તૈ તો તૌ તં તઃ
ta tâ ti tee tu too te tai to tau tam tah

થ થા થિ થી થુ થૂ થે થૈ થો થૌ થં થઃ
tha thâ thi thee thu thoo the thai tho thau tham thah

દ દા દિ દી દુ દૂ દે દૈ દો દૌ દં દઃ
da dâ di dee du doo de dai do dau dam dah

ધ ધા ધિ ધી ધુ ધૂ ધે ધૈ ધો ધૌ ધં ધઃ
dha dhá dhi dhee dhu dhoo dhe dhai dho dhau dham dhah

પ પા પિ પી પુ પૂ પે પૈ પો પૌ પં પઃ
pa pâ pi pee pu poo pe phi po pau pam pah

ફ ફા ફિ ફી ફુ ફૂ ફે ફૈ ફો ફૌ ફં ફઃ
pha phâ phi phee phu phoo phe phai pho phau pham phah

બ બા બિ બી બુ બૂ બે બૈ બો બૌ બં બઃ
ba bâ bi bee bu boo be bai bo bau bam bah

ભ ભા ભિ ભી ભુ ભૂ ભે ભૈ ભો ભૌ ભં ભઃ
bha bhâ bhi bhee bau bhoo bhe bhai bho bhau bham bhah

મ મા મિ મી મુ મૂ મે મૈ મો મૌ મં મઃ
ma mâ mi mee mu moo me mai mo mau mam mah

ય યા યિ યી યુ યૂ યે યૈ યો યૌ યં યઃ
ya yâ yi yee yu yoo ye yai yo yau yam yah

ર રા રિ રી રુ રૂ રે રૈ રો રૌ રં રઃ
ra rá ri ree ru roo re rai ro rau ram rah

લ લા લિ લી લુ લૂ લે લૈ લો લૌ લં લઃ
la lâ li lee lu loo le lai lo lau lam lah

વ વા વિ વી વુ વૂ વે વૈ વો વૌ વં વઃ
va vâ vi vee vu voo ve vai vo vau vam vah

શ શા શિ શી શુ શૂ શે શૈ શો શૌ શં શઃ
sha shâ shi shee shu shoo she shai sho shau sham shah

ષ ષા ષિ ષી ષુ ષૂ ષે ષૈ ષો ષૌ ષં ષઃ
sha shâ shi shee shu shoo she shai sho shau sham shah

સ સા સિ સી સુ સૂ સે સૈ સો સૌ સં સઃ
sa sa si see su soo se sai so sau sam sah

હ હા હિ હી હુ હૂ હે હૈ હો હૌ હં હઃ
ha hâ hi hee hu hoo he hai ho hau ham hah

ળ ળા ળિ ળી ળુ ળૂ ળે ળૈ ળો ળૌ ળં ળઃ
la lâ li lee lu loo le lai lo lau lam lah

ક્ષ ક્ષા ક્ષિ ક્ષી ક્ષુ ક્ષૂ ક્ષે ક્ષૈ ક્ષો ક્ષૌ ક્ષં ક્ષઃ
ksha kshâ kshi kshee kshu khoo kshe kshai ksho kshau ksham kshah

જ્ઞ જ્ઞા જ્ઞિ જ્ઞી જ્ઞુ જ્ઞૂ જ્ઞે જ્ઞૈ જ્ઞો જ્ઞૌ જ્ઞં જ્ઞઃ
gna gnâ gni gnee gnu gnoo gne gnai gno gnau gnam gnah

ક્ર ખ્ર ગ્ર ઘ્ર ત્ર પ્ર દ્ર મ્ર વ્ર
kra khra gra ghra tra pra dra mra vra

# દિવસ ૫ મો.

આપણે આગલા પાઠોમાં ચાર એ-બી-સી-ડીઓ તથા બારાક્ષરી પૂરે પૂરી શીખ્યા. હવે આપણે કોઈ પણ નામ સહેલાઈથી લખી શકીશું. આ નીચે થોડા નામ લખવાના નમુના આપ્યા છે તે તપાસી જવા અને તે પ્રમાણે કોઈ પણ માણસનું કે શહેરનું નામ લખી શકાશે.

હીરાલાલ—Hiralal
પીતાંબર—Pitamber
લાલચંદ—Lalchand
કાલીદાસ—Kalidas
મોહનલાલ—Mohanlal
નઝીર—Nazir
કસ્તુર—Kastur
દિનકર—Dinker
કેશવલાલ—Keshavlal
હિમતલાલ—Himatlal
દેવિદાસ—Devidas
દુર્ગાદાસ—Durgadas

દામોદર—Damodar
શંકર—Shanker
ચુનીલાલ—Chunilal
માનશંકર—Manshanker
અકબર—Akabar
દોરાબ—Do ab
રામરાવ—Ramrao
પોપટલાલ—Popatlal
સોમચંદ—Somchand
માણેકચંદ—Manekchand
વિવેકાનન્દ—Vivekanand
રામતીર્થ—Ramtirtha
પરમાનન્દ—Parmanand.

ઉપર પ્રમાણે કોઈપણ માણસનું નામ હવે લખી શકશો. આ નીચે થોડાંક શહેરના નામ પણ લખ્યાં છે.

પૂના—Poona
વિરમગામ—Viramgam
મહેસાણા—Mahesana
ડાકોર—Dakor

જુનાગઢ—Junagadh
ભાવનગર—Bhawnagar
વઢવાણ—Wadhwan
કાઠીઆવાડ—Kathiawad

| | |
|---|---|
| દ્વારકા—Dwarka | ગુજરાત—Gujarat |
| આબુ—Abu | હીમાલય—Himalaya |
| પેથાપુર—Pethapur | ગિરનાર—Girnar |
| સુરત—Surat | પોરબંદર—Porbandar |
| રાણપુર—Ranpur | નડીયાદ—Nadiad. |

કેટલાક જાણીતાં શહેરોની જોડણી સાહેબ લોકોએ પોતાને ઠીક પડે તેમ ગોઠવી છે માટે તે પરીચયથી શીખવાં જેમકે-મુંબઇ-Bombay-વડોદરા Baroda-ભરૂચ-Broach-ખંભાત-Cambay-કલકત્તા-Calcutta-કાનપુર Cawnpore ઇત્યાદિ.

હવે આ નીચે થોડા નમુના આપ્યા છે તે અંગ્રેજીમાં લખો.

પોપટલાલ—રામનાથ—દલપતરામ—શામળભટ્ટ—શિવાજી—પ્રતાપસિંહ જગન્નાથ—ગોદાવરી—ચંચળ—પંજાબ—મુલેશ્વર—ભોપાળ—ભગવાનલાલ—ચિતોડ—અહમદાવાદ—અલ્હાબાદ—વિષ્ણુરામ—નથુભાઈ—નારણરાવ—ગુલાબસિંહ—શાહજહાં—હોરમસજી—સુરજમલ—યજ્ઞેશ્વર—પૂર્ણાનંદ—નવિનચંદ્ર.

હવે તમે તમામ નામો સહેલાઇથી વાંચી શકશો. બરબ્હાર નીકળો એટલે દુકાનો ઉપર અને ઑફીસો ઉપર સંખ્યાબંધ અંગ્રેજી નામો પાટીયામાં વાંચશો. જ્યાં જ્યાં અંગ્રેજી નામ લખેલ હોય તે હવે વાંચવાનો મહાવરો રાખો એટલે નામ ઠામ લખવાની ઢબ તમને બરોબર બેસી જશે.આવતા પાઠમાં શિરનામાના કેટલાક નમુના છે તે ધ્યાન પુર્વક તપાસવાથી અને તે પ્રમાણે લખવાથી શિરનામા લખતાં આવડી જશે.

# દિવસ ૬ ઠ્ઠો.

## કાગળના શિરનામા.

### આ નીચે આપેલા શિરનામાને લગતા શબ્દો મોઢે કર્યા પછી આગળ વધવું.

શિરનામું—An address ( એન એડ્રેસ )
રેલ્વે સ્ટેશન—Railway station ( રેલ્વે સ્ટેશન )
પાસે—Near ( નીઅર્ )
સામે—Opposite to ( ઑપૉઝીટ્ ટુ )
પોળ-શેરી—Street ( સ્ટ્રીટ્ )

આ શબ્દો તેની જોડણી (Spelling-સ્પેલીંગ્) સહીત મોઢે કર્યાં પછી યાદ રાખવું કે આપણાથી ન્હાના કે સરખી ઉમરનાને પત્ર લખતાં પહેલાં Mr. ( Mister-મીસ્તર ) લખવું. મીસ્તરની ટુંકી નીશાની પ્રથમ બતાવી તેમ Mr. છે. આપણાથી મોટા કે અધીકારવાળા પુરૂષનું શિરનામું કરતાં શરૂઆતમાં Mr. નથી વપરાતું પણ છેવટે Esquire (એસ્કવાયર્) વપરાય છે.

( ૧ ) ચીમનલાલ કેશવલાલ જરીવાલા,
નવસારી.

Mr. Chimanlal Keshavlal Jarivala,
Navasari

( ૨ ) રામશંકર ગોવિન્દરામ ભટ્ટ,
ધ્રાંગધ્રા.

Mr. Ramshanker Govindram Bhatt,
Dhrangadhra.

( ૩ ) વિશ્વનાથ કાશીદાસ રાવળ,
સિદ્ધપુર.

Mr. Vishvanath Kashidas Raval,
Siddhapur.

( ૪ ) ચંદ્રશંકર નટવરલાલ ત્રિવેદિ,
સ્ટેશન માસ્તર.
આણંદ.

Chandrashanker Natverlal Trivedi Esquire
Station Master
Anand.

( ૫ ) મોહનલાલ પ્રાણજીવન પાઠક,
માણેકચોક. અમદાવાદ.

Mohanlal Pranjivan Pathak Esquire,
Manek chawk Ahmedabad.

( ૬ ) સોમચંદ ભગવાનદાસ બુકસેલર,
પાનકોરનાકા અમદાવાદ.

Somchand Bhagavandas Esquire,
Book-seller.
Pankornaka Ahmedabad.

( ૭ ) નગીનદાસ કેશવજી શાહ,
સ્ટેશન સામે
રાજકોટ.

Nagindas Keshavji Shah,
Ophosite Railway station
Rajkot,

( ૮ ) બાબુ બદ્રિનાથ જોગેશચંદ્ર,
ગીરગામ રોડ મુંબઇ.

Babu Badrinath Jogeshchandra Esquire,
Girgam Road Bombay.

( ૯ ) વસનજી ચતુર્ભુજ,
માંડવી ( કચ્છ. )
Vasanji Chaturbhuj Esquir,
Mandvi ( Cutch ).

(૧૦) પુરૂષોતમ નારણજી શુકલ,
ઝાંઝીબાર
( આફ્રીકા ).
Purushottam Naranji Shukla Esquire,
Zanzibar
(Africa).

---

## દિવસ ૭ મો.

હવે તમને નામ ઠામ લખતાં આવડયું. જો તમે બરોબર મહેનત લઇ અભ્યાસ કરો તો આપણી ગણત્રી પ્રમાણે માત્ર એકજ અઠવાડીયાંમાં તમે નામ ઠામ લખતાં શીખ્યા. ચાલો હવે આપણે આગળ વધીએ.

આગળ પાઠ લીધા પહેલાં ખાસ એટલું તો યાદ રાખવું કે અંગ્રેજીમાં જોડણી ( Spelling સ્પેલીંગ ) માટે કોઇ અમુક નિયમ નથી માટે શીખનારે ખાસ જોડણી બતાવ્યા પ્રમાણે ગોખીને મોઢે કરવાની છે. **જોડણીમાં ભૂલ ન જ થવી જોઇએ.** અંગ્રેજી શબ્દોની જોડણી બરોબર આવડી એટલે વાકયો બનાવવાનું તો ઘણુંજ સહેલું છે:—

આ પાઠથી હવે આપણે શબ્દો શરૂ કરીશું. આ ૭ મા પાઠમાં થોડા શબ્દો આપ્યા છે તે મોઢે કરવા—જોડણી, ઉચ્ચાર અને અર્થ સહીત બરોબર મોઢે કરવા, અને પછી તેની નીચે આપેલાં વાકયો તપાસવાં.

God ( ગૉડ્ ) ઇશ્વર Man ( મૅન્ ) માણસ.

આ બે શબ્દોમાં તમે જુઓ છો કે G, o અને d એ ત્રણ અક્ષર મળીને (ગૉડ્) એવો શબ્દ બને છે અને તેનો અર્થ 'ઇશ્વર–પરમેશ્વર' થાય છે

તેજ પ્રમાણે M a અને n એ ત્રણ અક્ષરો મળીને ( મૅન્ ) શબ્દ બને છે અને તેનો અર્થ માણસ થાય છે. તેજ પ્રમાણે બે કે વધારે અક્ષરો (letters લેટર્સ્ ) મળીને એક શબ્દ ( word વર્ડ્ ) બને છે. હવે આપણે કેટલાક વધારે શબ્દો ( words-વર્ડ્ઝ્ ) શીખીએ.

| | | |
|---|---|---|
| બિલાડી | A cat | ( એ કૅટ્ ) |
| ઉંદર | A rat | ( એ રૅટ્ ) |
| સાદડી | A mat | ( એ મૅટ્ ) |
| ચામાચીડીયું | A bat | ( એ બૅટ્ ) |
| ઉભી ટોપી | A hat | ( એ હૅટ્ ) |
| જાડું | fat | ( ફૅટ્ ) |
| બેઠો | Sat | ( સૅટ્ ) |
| છે | Is | ( ઇઝ ) |
| જોવું | See | ( સી ) |
| આ | this | ( ધીસ્ ) |
| હું | I | ( આઈ ) |

હું જોઉં છું I see ( આઈ સી )

સૂચના:-અંગ્રેજી ભાષાના ઉચ્ચારમાં સાંકડો અને પહોળો ઉચ્ચાર કરવામાં બહુજ સાવચેતી રાખવાની જરૂર છે. નહીં તો અર્થનો અનર્થ થઇ જવા સંભવ છે. ગુજરાતીમાં પણ બોલવામાં કેટલાક શબ્દોના ઉચ્ચાર પહોળા અને કેટલાકના સાંકડા છે. જેમકે 'મારે ગૉળ ખાવો છે.' આમાં (ગૉળ)નો માત્ર અર્ધ ચંદ્રકાર છે અને તે માટે તે પૉળોજ બોલવો પણ 'પૈડું ગોળ છે' આમાં (ગોળ) માત્ર ( ˋ ) છે માટે તે સાંકડો (ગોળ) બોલાય છે તેવીજ રીતે અંગ્રેજી ઉચ્ચારમાં પણ જે શબ્દની ઉપર માત્ર ( ⌣ ) બીજ જેવા હોય તે પહોળો બોલવો અને જેની ઉપર ˋ હોય તે સાંકડોજ બોલવો પહેલા શબ્દના ઉચ્ચારમાં 'એ કૅટ' છે તેમાં 'એ' સાંકડો બોલવાનો અને 'કૅ' પહોળો બોલવાનો—'એ' નો અર્થ અંગ્રેજીમાં 'એક' એવો થાય છે.

## વાક્યો.

| | | |
|---|---|---|
| હું એક ઉંદર જોઉં છું. | I see a rat | ( આઇ સી એ રૅટ્ ) |
| હું એક બિલાડી જોઉં છું. | I see a cat | ( આઈ સી એ કૅટ્ ) |
| હું એક સાદડી જોઉં છું. | I see a mat | ( આઈ સી એ મૅટ્ ) |
| હું એક માણસ જોઉં છું. | I see a man | ( આઇ સી એ મેન્ ) |
| હું એક જાડો માણસ જોઉં છું | I see a fat man | (આઈ સી એ ફૅટ્ મૅન્) |
| હું એક જાડો ઉંદર જોઉં છું. | I see a fat rat | (આઇ સી એ ફૅટ્ રૅટ્) |
| હું એક જાડી બિલાડી જોઉં છું. | I see a fat cat | (આઈ સી એ ફૅટ કૅટ્) |
| હું આ બિલાડી જોઉં છું | I see this cat | ( આઈ સી ધીસ્ કૅટ્ ) |
| હું આ ઉંદરને જોઉં છું | I see this rat | ( આઇ સી ધીસ્ રૅટ્ ) |

હું બેઠો I sat ( આઇ સૅટ્ )

એક માણસ બેઠો A man sat ( એ મૅન્ સૅટ્ )

એક બિલાડી બેઠી A cat sat ( એ કૅટ્ સૅટ્ )

એક જાડો માણસ બેઠો A fat man sat ( એ ફૅટ્ મૅન સૅટ્ )

હું એક ઉભી ટોપી જોઉં છું I see a hat ( આઈ સી એ હૅટ્ )

---

# દિવસ ૮ મો.

અંગ્રેજી ભાષાના નીચે પ્રમાણે મુખ્ય આઠ ભાગ છે.

(૧) નામ A Noun ( એ નાઉન્ )

(૨) સર્વનામ A Pronoun ( એ પ્રોનાઉન્ )

(૩) ક્રિયાપદ A Verb ( એ વર્બ્ )

(૪) વિશેષણ An Adjective ( ઍન્ એડ્જેક્ટીવ )

(૫) શબ્દયોગી A Preposition ( એ પ્રેપોઝીશન્ )

(૬) ઉભયાન્વયી અવ્યય A conjunction
(૭) અવ્યય An Adverb ( ઍન્ ઍડ્‌વર્બ )
(૮) કેવળપ્રયોગી અવ્યય An Interjection ( ઍન્ ઇન્ટર્જેકશન્ )

આ આઠે ભાગો જોડણી–ઉચ્ચાર અને અર્થ સહીત ગોખી મોઢે કરવા. આજે આપણે તેમાનો પહેલો ભાગજ નામ A Noun ( એ નાઉન્ ) શીખીશું.

નામ A Noun ( એ નાઉન્ )

કોઈપણ પ્રાણી કે પદાર્થને ' નામ A Noun ( એ નાઉન્ ) કહેવાય છે. જેમકે A cat, A hat, A rat, A man ઇત્યાદિ.

---

## નામો Nouns ( નાઉન્સ્ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટોપી | A cap | ( એ કૅપ્ ) | નકશો | A map | ( એ મૅપ્ ) |
| ધાબળો | A rug | ( એ રગ્ ) | માંકડ | A bug | ( એ બગ્ ) |
| પથારી | A bed | ( એ બેડ્ ) | જાળ | A net | ( એ નેટ્ ) |
| રમકડું | A toy | ( એ ટૉય્ ) | છોકરો | A boy | ( એ બૉય્ ) |
| પેટી | A box | ( એ બૉકસ્ ) | લોંકડી | A fox | ( એ ફૉકસ્ ) |

ઉપરના દશ શબ્દો જોડણી ઉચ્ચાર અને અર્થ સહીત મોઢે કરવા. તમો જાણો છો કે આ તમામ શબ્દો નામના છે. એટલે કે તેમનું વ્યાકરણ કરતાં તેમાના દરેક શબ્દને નામ A noun ( એ નાઉન્ ) કહેવાય છે કારણ કે તે પ્રાણી કે પદાર્થ સૂચક શબ્દો છે. તમે જોયું કે આ સઘળા નામોની પહેલાં A (એ) અક્ષર લગાડેલો છે તેજ સૂચવે છે કે તે દરેક શબ્દ એક વચનમાં છે. A (એ) એક આર્ટિકલ કહેવાય છે અને વ્યંજનથી શરૂ થતો કોઇ પણ નામનો શબ્દ A વિના બોલાતો નથી. હવે આપણે નામના બહુ વચનો બનાવતાં શીખીએ.

આપણી ગુજરાતી ભાષામાં જેમ નામનું બહુવચન કરવામાં જુદા જુદા અક્ષરો ઉમેરાય છે તેમજ અંગ્રેજી ભાષામાં પણ છે જેમકે:—

| (એકવચન) | (બહુવચન) | (એકવચન) | (બહુવચન) |
|---|---|---|---|
| છોકરો | છોકરા | છોકરી | છોકરીઓ |
| ગાડુ | ગાડાં | માણસ | માણસો. |

ઉપરના દાખલાઓમાં જેમ બહુ વચનમાં કાંઈક ફેરફાર કરવો પડે છે તેમ અંગ્રેજીમાં એવો નિયમ છે કે-'અંગ્રેજીમાં નામનું બહુ વચન કરવું હોય ત્યારે નામને છેડે ફક્ત s (ઍસ્) અક્ષર-પ્રત્યય ઉમેરાય છે. પરન્તુ જે નામને છેડે ss (બે ઍસ્) sh (એસ-ઍચ્) ch (સી-એચ્) x (ઍક્સ્) અને o (ઓ) અક્ષરમાંનો કોઇ પણ અક્ષર આવે તો તેમાં ફક્ત s (ઍસ્) ને બદલે es (ઈ-એસ્) પ્રત્યય ઉમેરાય છે કારણ કે જો e વિના એકલો s ઉમેરીએ તો ઉચ્ચાર કરવામાં ગુંચવાડો થાય.

આ ઉપરાંત કેટલાંક નામો અનિયમીત છે કે જેને s કે es એ બેમાંથી એકપણ પ્રત્યય નહીં લાગતાં અક્ષરોના ફેરફારથીજ બહુવચન થાય છે તે નીચેનાં તૈયાર બહુવચનો પરથી જણાશે.

## S પ્રત્યય ઉમેરવાથી થતાં બહુવચનો.

| એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|
| બિલાડી | A cat | (એ કૅટ્) | બિલાડીઓ | cats | (કૅટસ્) |
| ટોપી | A cap | (એ કૅટ્) | ટોપીઓ | caps | (કૅપ્સ્) |
| ઉંદર | A rat | (એ રૅટ્) | ઉંદરો | rats | (રૅટસ્) |
| પથારી | A bed | (એ બેડ્) | પથારીઓ | beds | (બેડ્ઝ્) |
| ધાબળો | A rug | (એ રગ્) | ધાબળા | rugs | (રગ્ઝ્) |
| નકશો | A map | (એ મૅપ) | નકશા | maps | (મૅપ્સ્) |
| માંકડ | A bug | (એ બગ્) | માંકડો | bugs | (બગ્ઝ્) |
| જાળ | A net | (એ નેટ્) | જાળો | nets | (નેટસ્) |
| છોકરો | A boy | (એ બૉય્) | છોકરા | boys | (બોય્ઝ્) |

સુચના:-નામનું બહુવચન કરતાં A (એ) આર્ટિકલ્ ઉડી જાય છે.

## ES ઉમેરીને બહુવચનના દાખલા.

| એકવચન | | બહુવચન. | |
|---|---|---|---|
| પેટી | A box (એ બૉક્સ્) | પેટીઓ | boxes (બોક્સીઝ્) |
| લોંકડી | A fox (એ ફૉક્સ્) | લોંકડીઓ | foxes (ફૉક્સીઝ્) |
| દેવળ | A church (એ ચર્ચ) | દેવળો | churches (ચર્ચીઝ્) |
| ભેંસ | A buffalo (એ બફેલો) | ભેંસો | buffaloes(બફેલોઝ્) |
| રોપો | A bush (એ બુશ્) | રોપાઓ | bushes (બુશીઝ્) |
| પરવાનો-ટીકીટ | A pass(એ પાસ્) | પરવાના-ટીકીટો | passes (પાસીઝ્) |

S કે es પ્રત્યય લગાડયા સિવાય અનિયમિત રીતે થતાં નામનાં બહુવચનો.

| એકવચન. | | બહુવચન. | |
|---|---|---|---|
| માણસ | A man (એ મૅન્) | માણસો | Men (મેન્) |
| સ્ત્રી | A woman (એ વુમન્) | સ્ત્રીઓ | women (વીમેન્) |
| છોકરૂં | A child (એ ચાઇલ્ડ્) | છોકરાં | children (ચીલ્ડ્રન્) |
| પગ | A foot (એ ફુટ્) | પગો | feet (ફીટ્) |
| દાંત | A tooth (એ ટૂથ્) | દાંતે | teeth (ટીથ્) |
| ઉંદર | A mouse (એ માઉસ્) | ઉંદરો | Mice (માઈસ્) |
| બળદ | An ox (ઍન્ ઑક્સ્) | બળદો | Oxen (ઑક્સન્) |

સૂચના—ઉપલા શબ્દોમાં છેલ્લા શબ્દ ox (ની પહેલાં A (એ) આર્ટીકલ ન લગાડતાં (An) લગાડયો છે એનું કારણ એ છે કે—"સ્વરથી શરૂ થતા ઉચ્ચારવાળા કોઈ પણ નામના એકવચન પહેલાં A (એ) આર્ટિકલ નહી લાગતાં An (ઍન્) આર્ટીકલ લાગે છે. આ A અને An એ બન્ને અનિશ્ચિત આર્ટીકલો કહેવાય છે કારણ કે તે કાંઇ પણ અનિશ્ચિત નામના શબ્દની પહેલાં આવે છે."

ઉપલા શબ્દોમાં તમે જોયું કે તમામ બહુવચનો અનિયમિત છે માટે તે ખાસ ગોખીને બરોબર યાદ કરવા. ફરીથી યાદ રાખવું કે અંગ્રેજીમાં Spelling (સ્પેલીંગ) જોડણી મોઢે રાખવાનુંજ કામ કઠણ છે બાકી બધું સહેલું છે માટે શબ્દો ગોખવાની ટેવ મહાવરાથી વધારવી અને એક પાઠ પાકો થયા પછીજ બીજો પાઠ લેવો.

બહુવચનો બનાવવાની ઉપલી ત્રણ રીતો ઉપરાંત એક નિયમ એવો છે કે— ' જ્યારે કોઈપણ નામના શબ્દને છેડે y (વાય્) અક્ષર આવ્યો હોય અને તેની પહેલાં સ્વર હોય તો તે નામનું બહુવચન કરવામાં ' y ' ને બદલે ' ies ' મુકાય છે જેમકે—માખી A fly (એ ફ્લાય્) માખીઓ flies (ફ્લાઇઝ્)

સન્નારી A lady (એ લેડી) સન્નારીઓ ladies (લેડીઝ્)

ઉપલા બે દાખલાઓમાં જોયું કે fly શબ્દમાં છેલ્લે y છે અને તેની પૂર્વે એકજ વ્યજન l છે માટે y ને બદલે બહુવચનમાં ies કર્યું તેજ પ્રમાણે lady (લેડી) શબ્દમાં પણ છે.

ચાલો ત્યારે આ પાઠમાં તમે શીખ્યા કે:—

( ૧ ) અંગ્રેજીમાં નામનું બહુવચન કરવામાં સામાન્ય રીતે નામને છેડે s ઉમેરાય છે.

( ૨ ) ss, sh, ch, અને o છેડાવાળા નામનું બહુવચન કરતાં s નહીં પણ es ઉમેરાય છે.

( ૩ ) કેટલાંક નામોનું બહુવચન અનિયમિત રીતે થાય છે. તે બહુવચનો તો તૈયારજ આપવામાં આવશે જે ગોખીને મોઢે કરવાં.

( ૪ ) જે નામ વાચક શબ્દને છેડે y હોય અને તેની પૂર્વે એકજ સ્વર આવે તો તેનાં બહુવચનમાં y ને બદલે ies લખાય છે.

હવે મને ખાત્રી છે કે તમે આજ સુધીના તમામ પાઠ બરોબર મોઢે કર્યા હશે, અત્યાર સુધી આવી ગએલા તમામ શબ્દોની તમને બરોબર સમજણ પડી હશે અને તે તમે જોડણી, ઉચ્ચાર અને અર્થ સહીત પાકા કર્યા હશેજ.

# દિવસ ૯ મો.

ગઈ કાલે આપણે નામ Noun ( નાઉન્ ) અને તેનાં બહુવચનો શીખ્યા. આજે આપણે ત્યાર પ્રછીનો ભાષાનો બીજો ભાગ જે ' સર્વનામ ' કહેવાય છે, તે લઇએ, યાદ રાખો કે સર્વનામનું અંગ્રેજી Pronoun ( પ્રોનાઉન્ ) છે. સર્વનામ એટલે ' જે શબ્દ નામની જગ્યાએ વાપરવામાં આવે તે. ગુજરાતીમાં-હું, તું, તે, આપણ, આપ, પોતે, અને કોણ ઈત્યાદિ સર્વનામો છે. તમે જોશો કે એક નામ ફરી ફરીને નહીં વાપરવા માટે આપણે સર્વનામ Pronoun ( પ્રોનાઉન્ ) નો ઉપયોગ કરીએ છીએ જેમકે:-

માણેકલાલ નિશાળે જાય છે. માણેકલાલ એક સારો છોકરો છે. ઉપલા વાકયમાં માણેકલાલ નામ Noun. ( નાઉન્ ) છે પરન્તુ બીજા વાકયમાં પણ આપણે ફરીથી તેનો તે શબ્દ ' માણેકલાલ ' વાપર્યો તે ઠીક નથી લાગતું માટે આપણે ' માણેકલાલને ' બદલે તે સર્વનામ Pronoun ( પ્રોનાઉન્ ) મુકી શું તો વિશેષ બેશ થશે જેમકે:-

માણેકલાલ એક સારો છોકરો છે, તે રોજ નિશાળે જાય છે. આ પ્રમાણેજ કોઇપણ નામને બદલે સર્વનામ મુકી શકાય છે. આ નીચે થોડાં સર્વ નામો Pronouns ( પ્રોનાઉન્સ્ ) આપ્યાં છે તે મોઢે કરવાં:—

## સર્વ નામો Pronouns ( પ્રૉનાઉન્સ્. )

| | |
|---|---|
| હું I ( આઇ ) | મને me ( મી ) |
| અમે We ( વી ) | અમને us ( અસ્ ) |
| તમે You ( યુ ) | તમને you ( યુ ) |
| તે He ( હી ) | તેને him ( હિમ્ ) |
| તેઓ They ( ધે ) | તેઓને–Them ( ધેમ્ ) |
| | તેમને ,, ,, |
| તેણી She ( શી ) (નારીજાતી) | તેણીને her (હર્ ) (નારીજાતી). |
| મારાથી–વડે By me ( બાય મી) | અમારાથી–વડે by us (બાય્ અસ્ ). |

તમારાથી-વડે By you (બાય્ યુ) તેનાથી-વડે by him (બાય્-હિમ્)
તેઓનાથી-વડે By them (બાય્ ધેમ્) તેણીનાથી-વડે by her (બાય્ હર)

મારા માટે for me (ફૉર્ મી) અમારા માટે for us (ફૉર્ અસ્)
તમારા માટે for you (ફૉર્ યુ) તેના માટે for him (ફૉર્ હિમ્)
તેઓના માટે For them (ફૉર્ ધેમ્) તેણીના માટે for her (ફૉર્ હર)
તેણીઓના માટે for them (ફૉર્ ધેમ્)

મારી સાથે with me (વીથ્ મી) અમારી સાથે with us (વીથ્ અસ્)
તમારી સાથે with you (વીથ્ યુ) તેની સાથે with him (વીથ્ હીમ્)
તેમની સાથે with them (વીથ્ ધેમ્) તેઓની સાથે with them (વીથ્ ધેમ્)
તેણીની સાથે with her (વીથ્ હર્) તેણીઓની સાથે with them (વીથ્ ધેમ્)

મારૂં my-mine (માય્-માઇન્) અમારૂં Our-Ours (અવર્-અવર્સ)
તમારૂં your-yours (યૉર્-યૉર્સ્) તેનું his (હીઝ્)
તેઓનુ' their-theirs (ધૅર્-ધૅર્સ) તેણીનુ' her, hers (હર્, હર્સ)
મારામાં In me (ઇન્ મી) અમારામાં In us (ઇન્ અસ)
તમારામાં In you (ઇન્ યુ) તેનામાં In him (ઇન્ હિમ્)
તેઓનામાં / તેમનામાં In them (ઇન્ ધેમ્) તેણીનામાં / તેણીમાં In her (ઇન્ હર્)
તેણીઓમાં In them (ઇન્ ધેમ્)
મારા ઉપર On me (ઑન્ મી) અમારા ઉપર On us (ઑન્ અસ્)
તમારા ઉપર On you (ઑન્ યુ) તેના ઉપર On him (ઑન્ હિમ્)
તેઓના ઉપર On them (ઑન્ ધેમ) તેણીના ઉપર On her (ઑન્ હર્)
તેણીઓના ઉપર On them (ઑન્ ધેમ્)

# દિવસ ૧૦ મો.

## નામ અને સર્વનામોથી બનતાં વાકયો.

આગળ વાકયો કર્યા પહેલાં આ નીચેના થોડા ઉપયોગી શબ્દો મોઢે કરવા.

નામ–Nouns.

અક્ષર a letter (એ લેટર્) અક્ષરો letters (લેટર્સ્)
શબ્દ a word (એ વર્ડ્) શબ્દો words (વર્ડ્ઝ્)
વાક્ય a sentence (એ સેન્ટન્સ્) વાકયો Sentences (સેન્ટન્સીઝ્)
પાઠ a lesson (એ લેસન્) પાઠો lessons (લેસન્સ્)
ચોપડી a book (એ બૂ ક્) ચોપડીઓ books (બૂક્સ્)

તમે જાણો છો કે ઘણા અક્ષરો મળીને એક શબ્દ થાય છે, અને ઘણા વાકયો મળીને એક પાઠ બને છે, અને ઘણા પાઠ મળીને એક પુસ્તક—ચોપડી બને છે. નીચેનાં વાકયો વાચતાં પહેલાં ઉપલા તમામ શબ્દો જોડણી, ઉચ્ચાર અર્થ સહીત તૈયાર—મોઢે થવાજ જોઈએ.

નામ અને સર્વનામ યુક્ત વાકયો—Sentences with Nouns and Pronouns (સેન્ટન્સીઝ્ વીથ્ નાઉન્સ્ ઍન્ડ પ્રોનાઉન્સ્).

મારા માટે for me (ફૉર્ મી) અમારી બિલાડી. our cat (અવર કૅટ્)
તેની ટોપી his cap (કૅપ્) તેણીનું રમકડું her toy (હર ટૉય્)
તમારો છોકરો your boy (યૉર્ બૉય્) તેનું રમકડું his toy (હિઝ્ ટૉય્)
તેઓનો નકશો their map (ધૅર્ મૅપ્) તેઓનાં રમકડાં their toys (ધૅર્ ટૉય્ઝ્)
તેઓ માટે for them (ફૉર્ ધેમ્) અમારી જાળ our net (અવર્નેટ્)
અમારા ઉપર on us (ઑન્ અસ્) તેની પથારી his bed (હિઝ્ બેડ્)
તમારી બિલાડી your cat (યૉર્ કૅટ્) તેનું બાળક his child (હિઝ્ ચાઈલ્ડ્)
અમારાં માણસો our men (અવર્ મેન્) સ્ત્રીઓ માટે for women (ફૉર્ વિમેન્)

Your teeth ( યૉર્ ટીથ્ ) તમારા દાંત. his feet ( હીઝ ફીટ્ ) તેના પગ
Our box ( અવર્ બૅાક્સ્ ) અમારી પેટી. their boxes ( ધૅર્ બૅાક્સીઝ્ ) તેઓની પેટીઓ
with me ( વીથ્ મી ) મારી સાથે. with them ( વીથ્ ધેમ્ ) તેમની સાથે
on him ( ઑન્ હિમ્ ) તેના ઉપર. for us ( ફૅાર્ અસ્ ) અમારા માટે
for our boys ( ફૅાર્ અવર્ બૉય્ઝ્ ) for their men ( ફૅાર્ ધૅર્મેન્ )
આપણા—અમારા છોકરાઓ માટે. તેઓનાં માણસો માટે
Our feet (અવર્ ફીટ્ ) અમારા પગો. his hat (હિઝ્ હૅટ્)તેની ઉની ટોપી
their lessons ( ધૅર્ લેસન્સ્ ) તેઓના પાઠ. our words ( અવર્ વર્ડ્ઝ્ ) અમારા શબ્દો
his sentences ( હીઝ સેન્ટ્સેન્ઝ્ ) તેનાં વાક્યો my foot ( માય્ ફૂટ્ ) મારો પગ.

---

# દિવસ ૧૧ મો.

## ક્રિયાપદ Verb ( વર્બ. )

હવે તમે નામ અને સર્વનામ વાપરવાની સાધારણ રીતો શીખ્યા. આજે આપણે ભાષાનો એક ત્રીજો ભાગ જેને ક્રિયાપદ Verb ( વર્બ ) કહીએ છીએ તે શીખીએ. યાદ રાખવું કે કોઇપણ વાક્યનો અર્થ ક્રિયાપદ વિના સમજાતો નથી. એટલે કે ' કોઇ પણ વાક્યનો પુરેપુરો અર્થ સમજવાને ઓછામાં ઓછું એક નામ અગર સર્વનામ અને એક ક્રિયાપદ અવશ્ય જોઈએ. જેમકે:–' એક માણસ ' આ વાક્યમાં ' એક ' આર્ટીકલ છે અને ' માણસ ' નામ છે. આટલેથી આપણે અર્થ બરોબર સમજી શકતા નથી. એક માણસ એટલે શું ? એવી ત્યાં શંકા થાય છે પરન્તુ હું કહું કે ' એક માણસ જાય છે ' ' એક માણસ બેસે છે '

'એક માણસ દોડે છે' તો તમે સ્પષ્ટ રીતે પુરેપુરો અર્થ સમજી શકશો, કારણ તે દરેક વાકયમાં આપણે 'જાય છે, બેસે છે અને દોડે છે—એ ક્રિયાપદો વાપર્યા. તેવીજ રીતે તમે હવે સમજ્યા કે કોઈપણ વાકય પુરૂં કરવાને એક ક્રિયાપદ તો વાકયમાં જરૂર જોઇએ.

દરેક ક્રિયાપદને ત્રણ કાળ હોય છે. (૧) વર્તમાનકાળ The Present Tense ( ધી પ્રેઝન્ટ ટેન્સ્ ) ( ૨ ) ભૂતકાળ The Past Tense ( ધી પાસ્ટ્ ટેન્સ્ ) ( ૩ ) ભવિષ્યકાળ The Future Tense ( ધી ફ્યુચર્ ટેન્સ્ )

(૧) વર્તમાનકાળ The Present Tense ( ધી પ્રેઝન્ટ ટેન્સ્ ) એટલે ચાલુ કાળ—ચાલતો વખત. ચાલતા વખત વિષે વાત કરવી હોય તો ક્રિયાપદને આપણે વર્તમાનકાળમાં વાપરીએ છીએ જેમકે 'હું જાઉં છું' I go ( આઈ ગો ) Present ( પ્રેઝન્ટ ) ચાલુ Tense ( ટેન્સ્ ) કાળ.

( ૨ ) ભૂતકાળ The past Tense ( ધી પાસ્ટ્ ટેન્સ્ ) એટલે જે વખત ગયો છે તે કોઇપણ વાત ગએલા વખતમાં થઈ ગઈ હોય અને આપણે કહેવી હોયતો આપણે ક્રિયાપદને ભૂતકાળમાં વાપરીએ છીએ જેમકે:—'હું ગયો' I went ( આઇ વેન્ટ્ ) (આઈ=હુ) (વેન્ટ=ગયો) Past ( પાસ્ટ્ ) ભૂત—ગએલો અને Tense (ટેન્સ) કાળ—ગએલો વખત તે 'પાસ્ટ્ ટેન્સ.

( ૩ ) ભવિષ્યકાળ—એટલે જે વખત હવે પછી આવવાનો હોય એટલે કે ભવિષ્યકાળને વિષે જયારે આપણે વાત કરવી હોય ત્યારે આપણે ક્રિયાપદને ભવિષ્યકાળમાં Future Tense ( ફ્યુચર્ ટેન્સ ) માં વાપરીએ છીએ Future ( ફ્યુચર્ ) ભવિષ્ય અને Tense ( ટેન્સ્ ) કાળ. 'ફ્યુચર્ ટેન્સ' એટલે ભવિષ્યકાળ—જેમકે:—I shall go ( આઇશૅલગો) 'હું જઇશ'

ચાલુ પાઠમાં તો આપણે ફકત વર્તમાનકાળજ The Present Tense ( ધી પ્રેઝન્ટ ટેન્સ્ ) શીખીશું. પરન્તુ તે વિષે વધુ વિચાર કર્યા પહેલાં તમારે આ નીચેનાં થોડાક ક્રિયાપદો Verbs ( વર્બ્ઝ્ ) મોઢે તૈયાર કરવાનાં છે.

## ક્રિયાપદો Verbs ( વર્બ્ઝ્ ).

| | | | |
|---|---|---|---|
| દોડવું | To run ( ટુ રન્ ) | આવવું | To come ( ટુ કમ્ ) |
| જવું | To go ( ટુ ગો ) | લેવું | To take ( ટુ ટેક્ ) |
| આપવું | To give ( ટુ ગીવ્ ) | મેળવવું | To get ( ટુ ગેટ્ ) |
| બેસવું | To sit ( ટુ સીટ્ ) | ઉભા થવું | To stand ( ટુ સ્ટેન્ડ્ ) |
| ચાલવું | To walk ( ટુ વૅાક્ ) | વાત કરવી | To talk ( ટુ ટૅાક્ ) |

ઉપરના દશ ક્રિયાપદો માત્ર સાદા શબ્દ રૂપેજ છે તેથી આપણે તે દરેકની પહેલાં To ( ટુ ) એવા શબ્દ વાપર્યો છે. કારણ કે ક્રિયાપદને એકલું બોલવું હોય ત્યારે To લગાડીને શબ્દ બોલાય છે. પરન્તુ જ્યારે તેનાં ( ક્રિયાપદનાં ) રૂપ કરીએ ત્યારે To ( ટુ ) લખાતો કે બોલતો નથી. હવે ક્રિયાપદનાં વર્તમાનકાળમાં કેવાં રૂપો બને છે તે આપણે તપાસીએ.

દોડવું To run ( ટુ રન્ ).
હું દોડું છું I run ( આઇ રન્ ).
અમે દોડીએ છીએ we run ( વી રન્ )
તું દોડે છે you run ( યુ રન્ ).
તમે દોડો છો you run ( યુ રન્ ).
તે દોડે છે he runs ( હી રન્સ્ ).
તેઓ દોડે છે they run ( ધે રન્ ).

સૂચના:—' તું દોડે છે ' તે વાકય બીજા પુરૂષ એકવચનનું છે. અંગ્રેજીમાં તું નો અર્થ thou ( ધાઉ ) છે અને તેમાં est પ્રત્યય લગાડવામાં આવે છે જેમકે Thou runnest (ધાઉ રનેસ્ટ્) પરન્તુ અંગ્રેજી ભાષામાં વિવેક–સભ્યતાની ખાતર કોઇને તું કહીને બોલાવાતું નથી, નાનાને પણ તમે ( you ) કહીને બોલાવાય છે. કવિતાઓમાં અને ધર્મ પુસ્તકોમાં તું (thou) નો પ્રયોગ કરવામાં આવે છે. પરન્તુ શરૂઆતના વિદ્યાર્થીઓને ગુંચવાડો થાય; માટે સલામત રસ્તો એ છે કે બીજા પુરૂષ એકવચન અને બહુવચન, બન્નેમાં ( you ) નોજ ઉપયોગ કરવો. આપણે તમામ ક્રિયાપદોમાં તેમજ કરીશું.

ઉપલા દાખલામાં તમે જાણ્યું કે ક્રિયાપદ (run) છે. તેની પહેલાં I, you, he અને they એવાં સર્વનામો અનુક્રમે આવેલાં છે અને ત્યાર પછી મૂળ ક્રિયાપદ વાપરેલું છે. ફક્ત ત્રીજા પુરૂષમાં એકવચનમાં ક્રિયાપદને s (ઍસ્) પ્રત્યય લગાડવામાં આવ્યો છે. (તે દોડે છે. he runs (હી રન્સ્)

આ ઉપરથી તમારે સમજવું કે ' વર્તમાનકાળમાં ત્રીજા પુરૂષ એકવચનમાં ક્રિયાપદને s પ્રત્યય લાગે છે બીજા તમામમાં ક્રિયાપદ કોઈપણ જાતના ફેરફાર વિના વાપરવું, આ પ્રમાણે કોઇપણ ક્રિયાપદનાં રૂપો આપણે હવે સહેલાઈથી કરી શકશું'.

| | |
|---|---|
| જવું To go (ટુ ગો) | આપવું To give (ટુ ગીવ્) |
| હું જાઉં છું I go (આઈ ગો) | હું આપું છું I give (આઇ ગીવ્) |
| અમે જઇએ છીએ we go (વી ગો) | અમે આપીએ છીએ we give(વી ગીવ્) |
| તું જાય છે you go (યુ ગો) | તું આપે છે you give (યુ ગીવ્) |
| તમે જાઓ છો you go (યુ ગો) | તમે આપો છો you give (યુ ગીવ્) |
| તે જાય છે he goes (હીગોઝ્) | તે આપે છે he gives (હી ગીવ્ઝ્) |
| તેઓ જાય છે they go (ધે ગો) | તેઓ આપે છે they give (ધે ગીવ્) |
| બેસવું to sit (ટુ સીટ્) | ચાલવું to walk (ટુ વૉક્) |
| હું બેસું છું I sit (આઈ સીટ્) | હું ચાલું છું I walk (આઇ વૉક) |
| અમે બેસીએ છીએ we sit (વી સીટ્) | અમે ચાલીએ છીએwe walk(વી વૉક) |
| તું બેસે છે you sit (યુ સીટ્) | તું ચાલે છે you walk (યુ વૉક) |
| તમે બેસો છો you sit (યુ સીટ્) | તમે ચાલો છો you walk (યુ વૉક્) |
| તે બેસે છે he sits (હી સીટ્સ્) | તે ચાલે છે he walks (હી વૉક્સ્) |
| તેઓ બેસે છે they sit (ધે સીટ્) | તેઓ ચાલે છે they walk (ધે વૉક્) |
| આવવું to Come (ટુ કમ્) | લેવું to take (ટુ ટેક્) |
| હું આવું છું I come (આઈ કમ્) | હું લઉં છું I take (આઇ ટેક્) |
| અમે આવીએ છીએ we come(વી કમ્) | અમે લઇએ છીએwe take(વી ટેક્) |
| તું આવે છે you come (યુ કમ્) | તું લે છે you take (યુ ટેક્) |

તમે આવો છો you come ( યુ કમ્ )
તે આવે છે he comes ( હી કમ્સ્ )
તેઓ આવે છે they come ( ધે કમ્ )

તમે લો છો you take ( યુ ટેક્)
તે લે છે he takes ( હી ટેક્સ્ )
તેઓ લે છે they take ( ધે ટેક્ )

મેળવવું to get ( ટુ ગેટ્ )
હુ મેળવું છું I get ( આઇ ગેટ્ )
અમે મેળવીએ છીએ we get (વી ગેટ્ )
તું મેળવે છે you get ( યુ ગેટ્ )
તમે મેળવો છો you get (યુ ગેટ્)
તે મેળવે છે he gets ( હી ગેટ્સ્ )
તેઓ મેળવે છે they get (ધે ગેટ્)

ઉભા રહેવું to stand ( ટુ સ્ટેન્ડ )
હું ઉભો રહું છું I stand (આઇ સ્ટૅન્ડ્)
અમે ઉભા રહીએ છીએ we stand ( વી સ્ટેન્ડ્ )
તું ઉભો રહે છે you stand (યુ સ્ટૅન્ડ્)
તમે ઉભા રહો છો you stand (યુ સ્ટૅન્ડ્)
તે ઉભો રહે છે he stands (હી સ્ટૅન્ડ્ઝ્)
તેઓ ઉભા રહે છે they stand (ધે સ્ટૅન્ડ્)

વાત કરવી to talk ( ટુ ટૉક્ ).

| | | |
|---|---|---|
| હુ વાત કરૂં છું | I talk | ( આઇ ટૉક્ ) |
| અમે વાત કરીએ છીએ | we talk | ( વી ટૉક્ ) |
| તું વાત કરે છે | you talk | ( યુ ટૉક્ ) |
| તમે વાત કરો છો | you talk | ( યુ ટૉક્ ) |
| તે વાત કરે છે | he talks | ( હી ટૉક્સ્ ) |
| તેઓ વાત કરે છે | then talk | ( ધે ટૉક્ ) |

## દિવસ ૧૨ મો.

### નામ, સર્વનામ અને ક્રિયાપદ યુક્ત વાક્યો.

### Sentences with Nouns, pronouns and Verbs

( સેન્ટન્સીઝ્ વીથ્ નાઉન્સ્ પ્રોનાઉન્સ્ એન્ડ્ વર્બ્ઝ્ )

હું જાઉં છું I go ( આઈ ગો )
એક છોકરો જાય છે A boy goes ( એ બૉય ગોઝ્ )

છોકરા જાય છે boys go ( બૉય્ઝ્ ગો )
માણસો જાય છે men go ( મેન્ ગો )
અમે આપીએ છીએ we give ( વી ગીવ્
તેઓ આવે છે they come ( ધે કમ્ )
એક સ્ત્રી વાત કરે છે a woman talks ( એ વુમન્ ટૉક્સ )
સ્ત્રીઓ વાત કરે છે women talk ( વીમેન્ ટૉક્ )
તે આવે છે he comes ( હી કમ્સ્ )
છોકરૂં આવે છે a child comes ( એ ચાઇલ્ડ્ કમ્સ્ )
મારી પાસેથી from me ( ફ્રૉમ્ મી )
તે મારી પાસેથી એક ટોપી લે છે he takes a cap from me
અમે તેમને ટોપીઓ આપીએ છીએ we give them caps(વી ગીવ્ ધેમ કેપ્સ્)
બિલાડીઓ ઉંદરો ખાય છે cats eat mice ( કૅટસ્ ઇટ્ માઈસ્ )
માણસો તમારી સાથે વાતો કરે છે men talk with you (મેન્ ટૉક્ વીથ યુ)
બિલાડી ઉંદરને જુએ છે A cat sees a rat ( એ કૅટ સીઝ્ એ રૅટ્ )
તે મારી પાસેથી લે છે he takes from me ( હી ટેક્સ્ ફ્રૉમ્મી )
They give me a cap (ધે ગીવ્ મી એ કૅપ્) તેઓ મને એક ટોપી આપે છે.
I sit with them (આઇ સીટ્ વીથ્ ધેમ્) હું તેઓની સાથે બેસું છું.
I go with him ( આઈ ગો વીથ્ હીમ્ ) હું તેની સાથે જાઉં છું,
I take from you ( આઈ ટેક્ ફ્રામ યુ ) હું તમારી પાસેથી લઉં છું.
You walk with me ( યુ વૉક વીથ્ મી ) તમે મારી સાથે ચાલો છો.
we go from him ( વી ગો ફ્રૉમ હિમ્ ) અમે તેની પાસેથી જઇએ છીએ.
we take for you ( વીટેક્ ફૉર યુ ) અમે તમારે માટે લઇએ છીએ.
He gives me a rug (હી ગીવ્ઝ્ મી એ રગ્) તે મને એક ધાબળો આપે છે.
He eats with me ( હી ઈટસ્ વીથ્ મી ) તે મારી સાથે ખાય છે.
They eat with them ( ધે ઇટ્ વીથ ધેમ્ ) તેઓ તેમની સાથે ખાયછે.

---

# પાઠ ૧૩ મો.

કેટલાક પરચુરણ શબ્દો–Some miscellaneous words
(સમ્ મીસેલેનીઅસ્ વર્ડ્ઝ્).

કેટલુંક Some (સમ્) આ these (ધીઝ્) (બહુવચન)
ઉપર on (ઑન્) પેલાં those (ધોઝ્) (બહુવચન)
માં–અંદર In (ઈન્) નીચે down (ડાઉન્)
સાથે with (વીથ્) કોણ who (હુ)
તે it (ઈટ્) શું what (વૉટ્)
તે that (ધૅટ્) એકવચન કેમ why (વાય)
આ this (ધીસ્)(એકવચન) છોકરી a girl (એ ગર્લ)
અને and (ઍન્ડ્) પણ also (ઑાલસો)

## વાક્યો Sentences (સેન્ટન્સીઝ.)

હું કેટલાક છોકરા જોઉં છું I see some boys (આઈ સી સમ્ બૉઈઝ્)
આ છોકરો જાય છે This boy goes (ધીસ્ બોય્ ગોઝ્)
પેલો છોકરો દોડે છે that boy runs.

પેલો છોકરો મારી સાથે દોડે છે that boy runs with me.
બિલાડી અંદર જાય છે A cat goes in (એ કેટ્ ગોઝ્ ઇન્)
હું તેની ઉપર ઉભો રહું છું I stand on it (આઇ સ્ટૅન્ડ્ ઑાન્ ઇટ્)

## ક્રિયાપદો Verbs (વર્બ્ઝ્)

બોલવું to speak (ટુ સ્પીક્) આવવું to come (ટુ કમ્)
મોકલવું to send (ટુ સેન્ડ્) લાવવું to bring (ટુ બ્રીંગ્)
ઉછીનું આપવું to lend (ટુ લેન્ડ્) મોકલવું to send (ટુ સેન્ડ્)
વાળવું to bend (ટુ બેન્ડ્) ચીરવું–ફાડવું to rend (ટુ રેન્ડ્)

## વાક્યો Sentences ( સેન્ટન્સીઝ )

હું બોલું છું i speak ( આઇ સ્પીક્ ) તે વાળે છે he bends (હી બેન્ડઝ્ )
તે મોકલે છે he sends ( હી સેન્ડઝ્ ) તેઓ આવે છે they come (ધે કમ્)
અમે ઉછીનું આપીએ છીએ we lend ( વી લેન્ડ )
તે લાવે છે. he brings ( હી બ્રીંગ્ઝ્ )
તેઓ મોકલે છે they send (ધે સેન્ડ્).અમે ફાડીએ છીએ we rend (વીરેન્ડ્)
તમે બોલો છો you speak(યુ સ્પીક્).અમે બોલીએ છીએwe speak(વી સ્પીક્)
અમે આવીએ છીએwe come (વી કમ્). તે આવે છે he comes ( હી કમ્સ્ )

---

he speaks (હી સ્પીક્સ્ ) તે બોલે છે. they give (ધે ગીવ્ ) તેઓ આપે છે
we come(વી કમ્)અમેઆવીએ છીએ. you bring(યુ બ્રીંગ્) તમે લાવો છો
he lends(હી લેન્ડઝ્ ) તે ઉછીનું આપે છે. he rends (હી રેન્ડઝ્ ) તે ફાડે છે
you speak (યુસ્પીક્) તમે બોલો છો. they sit ( ધે સીટ્ ) તેઓ બેસે છે
he bends (હી બેન્ડઝ્) તે વાળે છે. we walk (વી વૉક્)અમે ચાલીએ છીએ.
he gives ( હી ગીવ્ઝ્ ) તે આપે છે. he takes ( હી ટેકસ્ ) તે લે છે.

---

માણેકલાલ અને શંકર મારી સાથે આવે છે Maneklal and Shanker come with me ( માણેકલાલ ઍન્ડ શંકર કમ્ વીથ્ મી ).
અમે તેઓની સાથે બોલીએ છીએ we speak with them ( વી સ્પીક્ વીથ્ ધેમ્ )
તે તેની પાસેથી એક ચોપડી લાવે છે he brings a book from him ( હી બ્રીંગ્ઝ્ એ બૂક્ ફ્રૉમ હીમ્ )
તે મને તમારી સાથે મોકલે છે. he sends me with you ( હી સેન્ડઝ્ મી વીથ્ યુ )
છોકરાઓ ઉભા રહે છે અને છોકરીઓ બેસે છે boys stand and girls sit ( બૉય્ઝ્ સ્ટૅન્ડ્ ઍન્ડ્ ગર્લ્સ્ સીટ્ )

સૂચનાઃ—ઉપલાં પાંચ વાક્યો ઉપરથી જણાશે કે અંગ્રેજીમાં 'કર્તા પહેલો આવે છે ત્યાર પછી ક્રિયાપદ અને છેલ્લે કર્મ વગેરે તમામ આવે છે' ગુજરાતીમાં તેમ નથી. ગુજરાતી વાક્ય રચનામાંતો પ્રથમ કર્તા, પછી, કર્મ અને છેલ્લે ક્રિયાપદ આવે છે. જેમકેઃ-' છોકરો ચોપડી લાવે છે, આ વાક્યમાં (૧) છોકરો-કર્તા (૨) ચોપડી-કર્મ (૩) લાવે છે ક્રિયાપદ છે. તમે જોશો કે તેમાં ક્રિયાપદ છેલ્લું છે. પરન્તુ તેજ વાક્યને જો આપણે અંગ્રેજીમાં બો-લીએ તો પહેલાં આપણે કર્તા a boy લેવો પડશે પછી (વચ્ચે) ક્રિયાપદ લાવે છે. brings—અને છેલ્લે કર્મ એટલે ચોપડી a book મુકવું પડશે.

| a boy | brings | a book |
|---|---|---|
| કર્તા | ક્રિયાપદ | કર્મ |

જો કોઇ A boy a book brin gs એમ બોલે વા લખે તો તે
છોકરો ચોપડી લાવે છે
તદ્દન ખોટું કહેવાય. અંગ્રેજી વાક્ય રચનાનો નિયમ એવો છે કે ક્રિયાપદ હમેશાં વચ્ચેજ આવવું જોઇએ. ઉપલાં તમામ વાક્યો તપાસી જોશો તો તમને જણાશે કે તે દરેકમાં તેજ નિયમ છે.

## નીચેનાં વાક્યોમાં તમને તે વધારે સ્પષ્ટતાથી જણાશે.

| ગુજરાતીમાં રચના. | | | | અંગ્રેજીમાં રચના, | | | |
|---|---|---|---|---|---|---|---|
| અમે | તમારી સાથે | આવીએ છીએ, | | અમે | આવીએ છીએ | તમારી સાથે | |
| ૧ | ૩ | ૨ | | ૧ | ૨ | ૩ | |

we come with you (વી કમ વીધ યુ)

| તે | મને | ટોપી | આપે છે | તે | આપે છે | મને | એક ટોપી |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૧ | ૨ | ૩ | ૪ |

he gives me a cap (હી ગીવ્ઝ મી એ કેપ)

| અમે | તમારી | સાથે | આવીએ છીએ | અમે | આવીએ છીએ | સાથે | તમારી |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ૩ | ૨ | ૧ | ૨ | ૩ | ૪ |

we come with you (વી કમ્ વીથ્ યુ)

| માણસો | તેની | ઉપર | બેસે છે | માણસો | બેસે છે | ઉપર | તેની |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ૩ | ૨ | ૧ | ૨ | ૩ | ૪ |

men sit on it (મેન્ સીટ્ ઑન્ ઈટ્)

| ઈશ્વર | અમને | આપે છે | ઇશ્વર | આપે છે | અમને |
|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૨ | ૧ | ૨ | ૩ |

God gives us (ગૉડ્ ગીવ્ઝ્ અસ્)

હવે તમને અંગ્રેજી વાકયો નામ, સર્વનામ અને ક્રિયાપદની મદદથી બનાવતાં આવડશે. ક્રિયાપદની ગોઠવણ ઉપર બતાવ્યા પ્રમાણે જરૂર યાદ રાખવી. અને આજ સુધી આવી ગએલા શબ્દોનાં તમારી જાતે જુદાં જુદાં નાનાં નાનાં ગુજરાતીમાં વાકયો ગોઠવી તેનું ઉપલા નિયમો પ્રમાણે અંગ્રેજી કરવાની ટેવ રાખશો તો ટુંકાં ટુંકાં વાકયો બોલવા લખવાનું કામ તમને ઘણુંજ સહેલું લાગશે.

---

# દિવસ ૧૪ મો.

## વિશેષણ The Adjective (ધી ઍડજેકટીવ્)

આજ સુધીમાં તમે નામ, સર્વનામ અને ક્રિયાપદ વિષે પ્રાથમીક સામાન્ય જ્ઞાન મેળવ્યું. હવે એક ચોથો ભાષાનો ભાગ જેને વિશેષણ Adjective (એડ્જેકટીવ્) કહે છે તે આજે આપણે શીખીએ. ગુજરાતીમાં તમે શીખી ગયા છો કે " કોઇપણ વસ્તુનો ગુણ બતાવવાને જે શબ્દ વાપરીએ તે 'વિશેષણ' કહેવાય છે. વિશેષણ એટલે કાંઈ વસ્તુ કે વ્યકિતને વિશે વિશેષપણે કાંઈક વધારે પડતું તેના રૂપ ગુણ વિષે વર્ણન કરવું. અંગ્રેજીમાં પણ તેજ નિયમ લાગુ પડે છે ' કોઇ પ્રાણી કે પદાર્થને વિષે કાંઈક વધારે સમજાવવાને જે શબ્દ વાપરવો તે વિશેષણ, જેમકે:—

'એક છોકરો જાય છે' આ વાકયમાં આપણે છોકરા વિષે વાત કરી પરન્તુ તેજ છોકરા વિષે જો કાંઈ મ્હારે વધારે બોલવું હોય તો હું કહું કે 'એક સારો છોકરો જાય છે' આ વાકયમાં મેં છોકરાના ગુણ બતાવવાને—કાંઇક વિશેષતા બતાવવાને—'સારો, શબ્દ ઉમેર્યો આ 'સારો' શબ્દ છોકરાનો ગુણ બતાવે છે માટે તે શબ્દનું વ્યાકરણ 'વિશેષણ' An adjective (એન્ એડ્જેકટીવ્ થાય છે).

વાકય રચનામાં વિશેષણ હમેશાં તેનાં વિશેષ્યની પહેલાં આવે છે. 'વિશેષણ એટલે વિશેષતા બતાવનારો શબ્દ' અને વિશેષ્ય એટલે જે શબ્દની વિશેષતા બતાવવી હોય તે શબ્દ.'

ઉપલા વાકયમાં 'સારો'—વિશેષણ, અને 'છોકરો' વિશેષ્ય.

## વિશેષણો Adjectives (એડ્જેકટીવ્ઝ્)

| | | | | | |
|---|---|---|---|---|---|
| સારૂં | Good | (ગુડ્) | પૈસાદાર | rich | (રિચ્) |
| સુંદર | nice | (નાઇસ્) | ઘરડું | old | (ઓલ્ડ્) |
| ગરિબ | Poor | (પુઅર્) | જૂનું | old | (ઓલ્ડ્) |
| સુખી | happy | (હૅપી) | નાનું | little | (લીટલ્) |
| લાંબું | long | (લોંગ્) | મોટું | big | (બિગ્) |

## નામો Nouns (નાઉન્સ્)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઘર | A house | (એ હાઉસ્) | પ્યાલો | A cup | (એ કપ્) |
| કલમ | A pen | (એ પેન્) | મેજ | A table | (એ ટેબલ્) |
| ગાય | A cow | (એ કાઉ) | ઘોડો | A horse | (એ હૉર્સ) |
| ગાડું | A cart | (એ કાર્ટ) | બળદ | A bullock | (એ બુલ્લક્) |
| સોટી | A stick | (સ્ટીક્) | કાગળ | A paper | (એ પેપર્) |

ઉપર થોડા વિશેષણના શબ્દો આપ્યા છે અને કેટલાક નામ વાચક શબ્દો છે તે મોઢે કર્યા પછી આપણે તેના તેજ શબ્દો વાપરીને નાનાં નાનાં વાકયો બનાવીએ, તમે તુરતજ જોશો કે કોઇ પણ નામ કે સર્વનામનેજ વિશે-

પણ લાગી શકે અને વિશેષણનો શબ્દ નામ કે સર્વનામ વાચક શબ્દની પહેલાંજ આવે કારણકે નામ કે સર્વનામ તેનું વિશેષજ હોય.'

એક સારો ઘોડો A good horse ( એ ગુડ્ હૉર્સ્ )
એક સુંદર સોટી A nice stick ( એ નાઈસ્ સ્ટીક્ )
એક નાનું છોકરૂં A little child ( એ લીટલ્ ચાઇલ્ડ્ )
એક મોટો છોકરો A big boy ( એ બિગ્ બૉય્ )
એક જાડો માણસ A fat man ( એ ફૅટ્ મૅન્ )
એક જાડો ઉંદર A fat rat ( એ ફૅટ્ રૅટ્ )
એક સુંદર ગાય A nice cow ( એ નાઈસ્ કાઉ )
એક લાંબી સોટી A long stick ( એ લૉંગ સ્ટીક્ )
એક જાડો બળદ A fat bullock ( એ ફૅટ્ બુલક્ )
એક લાંબો કાગળ A long paper ( એ લૉંગ પેપર્ )
એક લાંબી કલમ A long pen ( એ લૉંગ્ પેન્ )
એક ગરિબ માણસ A poor man ( એ પુઅર્ મૅન્ )
તે પૈસાદાર માણસ that rich man ( ધૅટ્ રીચ મૅન્ )
આ ઘરડો માણસ this old man ( ધિસ્ ઓલ્ડ્ મૅન્ )
પેલા જુના કાગળો those old papers ( ધોઝ્ ઓલ્ડ્ પેપર્સ )
એક મોટું મેજ A big table ( એ બિગ્ ટેબલ્ )

---

# દિવસ ૧૫ મો.

## વિશેષણો ચાલુ Adjectives continued

## ( ઍડ્જેક્ટીવ્ઝ્ કન્ટીન્યુડ )

ઉપર આપણે શીખ્યા તે તો ગુણવાચક વિશેષણો શીખ્યા પરન્તુ આ પાઠમાં આપણે સંખ્યા વાચક વિશેષણો શીખીશું. કારણ કે સંખ્યા પણ પ્રાણી કે

પદાર્થને વિષેજ કહે છે. જેમકે:–' પાંચ છોકરા ' આમાં ' પાંચ ' એ ' છોકરા ' વિષે કાંઇક વિશેષ જ્ઞાન આપે છે માટે તે સંખ્યા વાચક વિશેષણ કહેવાય છે.

' ગુણવાચક વિશેષણને Adjective of quality ( એડ્જેકટીવ્ ઑફ્ કવૉલીટિ કહેવાય છે, અને સંખ્યાવાચક વિશેષણને Numeral Adjective ( ન્યુમરલ એડ્જેકટીવ્ કહેવાય છે. ' કવૉલીટિ ' એટલે ' ગુણ ' અને ' ન્યુમરલ ' એટલે ' સંખ્યા વાચક ' બીજા શબ્દોમાં બોલીએ તો વિશેષણની પહેલાં એક–બે–પાંચ–પચીસ એવા આંકડા બોલીને વાકય બનાવવામાં આવે ત્યારે એક–બે પાંચ પચીસનું વ્યાકરણ Adjective—વિશેષણ થાય છે. જેમકે:– 'પાંચ છોકરા' આ વાકયમાં પાંચ–સંખ્યા વાચક વિશેષણ (Numeral Adjective ન્યુમરલ એડ્જેકટીવ્) અને તેનું વિશેષ છોકરા પરન્તુ તે શિખ્યા પહેલાં આપણે સંખ્યાંક figures ( ફીગર્સ )–આંકડા શીખવા પડશે.

## આંકડા Figures ( ફીગર્સ )

ગુજરાતી.

૧, ૨, ૩, ૪, ૫. ૬, ૭, ૮, ૯, ૦.

અંગ્રેજી છાપવાના અંક–આંકડા.

1, 2, 3, 4 5, 6, 7, 8, 9, 10.

અંગ્રેજી લખવાના અંક–આંકડા.

*1, 2, 3, 4, 5, 6, 7, 8, 9, 10,*

૧ એક one ( વન્ ) 1
૨ બે two ( ટુ ) 2
૩ ત્રણ three ( થ્રી ) 3
૪ ચાર four ( ફોર્ ) 4
૫ પાચ five ( ફાઈવ્ ) 5
૬ છ six ( સીક્સ્ ) 6
૭ સાત seven ( સેવન્ ) 7
૮ આઠ eight ( એઇટ્ ) 8

૯ નવ nine ( નાઇન્ ) 9
૧૦ દશ ten ( ટેન્ ) 10
૧૧ અગીઆર eleven ( ઇલેવન્ ) 11
૧૨ બાર twelve ( ટવેલ્વ ) 12
૧૩ તેર thirteen ( થર્ટીન્ ) 13
૧૪ ચાૈદ fourteen ( ફોર્ટીન્ ) 14
૧૫ પંદર fifteen ( ફીફ્ટીન્ ) 15
૧૬ સોળ sixteen ( સીક્સ્ટીન્ ) 16
૧૭ સત્તર seventeen ( સેવન્ટીન્ ) 17
૧૮ અઢાર eighteen ( એઇટીન્ ) 18
૧૯ ઓગણીશ nineteen ( નાઇન્ટીન્ ) 19
૨૦ વીસ twenty ( ટવેન્ટી ) 20
૨૧ એકવીસ twenty one ( ટવેન્ટીવન્ ) 21
૨૨ બાવીસ twenty two ( ટવેન્ટી ટુ ) 22
૨૩ તેવીસ twenty three ( ટવેન્ટી થ્રી ) 23
૨૪ ચોવીસ twenty four ( ટવેન્ટી ફોર્ ) 24
૨૫ પચીસ twenty five ( ટવેન્ટી ફાઇવ ) 25
૨૬ છવીસ twenty six ( ટવેન્ટી સીક્સ્ ) 26
૨૭ સત્તાવીસ twenty seven ( ટવેન્ટી સેવન્ ) 27
૨૮ અઠ્ઠાવીસ twenty eight ( ટવેન્ટી એઇટ્ ) 28
૨૯ ઓગણત્રીસ tewnty nine ( ટવેન્ટી નાઇન્ ) 29
૩૦ ત્રીશ thirty ( થર્ટી ) 30
૩૧ એકત્રીસ thirty one ( થર્ટીવન્ ) 31
૩૨ બત્રીસ thirty two ( થર્ટી ટુ ) 32
૩૩ તેત્રીસ્ thirty three ( થર્ટી થ્રી ) 33
૩૪ ચોત્રીસ thirty four ( થર્ટી ફોર ) 34

૩૫ પાત્રીસ thirty five ( થર્ટી ફાઇવ ) 35
૩૬ છત્રીસ thirty six ( થર્ટી સીક્સ્ ) 36
૩૭ સાડત્રીસ thirty seven ( થર્ટી સેવન્ ) 37
૩૮ આડત્રીસ thirty eight ( થર્ટી એઇટ્ ) 38
૩૯ ઓગણચાલીસ thirty nine ( થર્ટી નાઇન્ ) 39
૪૦ ચાલીસ forty ( ફૉર્ટી ) 40
૪૧ એકતાલીસ forty one ( ફૉર્ટી વન્ ) 41
૪૨ બેંતાળીસ forty two ( ફૉર્ટી ટુ ) 42
૪૩ તેતાલીસ forty three ( ફૉર્ટી થ્રી ) 43
૪૪ ચુંવાલીસ forty four ( ફૉર્ટી ફોર્ ) 44
૪૫ પીસ્તાલીસ forty five ( ફૉર્ટી ફાઇવ ) 45
૪૬ છેતાલીસ forty six ( ફૉર્ટી સીક્સ્ ) 46
૪૭ સુડતાલીસ forty seven ( ફૉર્ટી સેવન્ ) 47
૪૮ અડતાલીસ forty eight ( ફૉર્ટી એઇટ્ ) 48
૪૯ ઓગણપચાસ forty nine ( ફૉર્ટી નાઇન્ ) 49
૫૦ પચાસ fifty ( ફીફ્ટી ) 50

આજે આપણે પચાસ સુધી તમામ આંકડા જોડણી સહીત શીખ્યા. તમે જોશો કે ૧ થી ૨૦ સુધીજ કઠણ છે ત્યાર પછી તો ૩૦ સુધી વીસના આંકડા ( twenty–ટ્વેન્ટી ) ઉપર એક–બે–ત્રણ એમ નવ સુધી ચઢાવીને બોલવાના છે ૩૦ ( thirty–થર્ટી ) થયા બાદ પણ એક–બે–ત્રણ એમ ચઢાવીને બોલવાના છે. તે છેક ૪૦ ફૉર્ટી સુધી. ત્યાર બાદ પણ ૫૦ સુધી તેવીજ રીતે ત્યાર પછી ૫૦ થી ૬૦ સુધી પણ એજ રીત છે તે છેક ૭૦–૮૦ અને ૯૦ અને ૯૯ સુધી. ૧૦૦ hundred ( હંડ્રેડ્ ) આમાં તમે સમજ્યા તો હશો પરન્તુ વિશેષ સરળતા પડે તે માટે બાકીના આંકડા ૫૦ થી ૧૦૦ સુધી એકે એક નીચે ખુલાસાવાર લખ્યા છે તે આવતી કાલે મોઢે કરી લેવા.

# દિવસ ૧૬ મો.

## સંખ્યા ચાલુ Figures continued. (ફીગર્સ કન્ટીન્યુડ)

૫૧ એકાવન fifty one (ફીફટી વન) 51
૫૨ બાવન fifty two (ફીફટી ટુ) 52
૫૩ ત્રેપન fifty three (ફીફટી શ્રી) 53
૫૪ ચોપન fifty four (ફીફટી ફોર) 54
૫૫ પંચાવન fifty five (ફીફટી ફાઇવ) 55
૫૬ છપન fifty six (ફીફટી સીક્સ) 56
૫૭ સત્તાવન fifty seven (ફીફટી સેવન) 57
૫૮ અઠ્ઠાવન fifty eight (ફીફટી એઇટ) 58
૫૯ ઓગણસાઠ fifty nine (ફીફટી નાઈન) 59
૬૦ સાઠ sixty (સીક્સટી) 60
૬૧ એકસઠ sixty one (સીક્સટી વન) 61
૬૨ બાસઠ sixty two (સીક્સટી ટુ) 62
૬૩ ત્રેસઠ sixty three (સીક્સટી થ્રી) 63
૬૪ ચોસઠ sixty four (સીક્સટી ફોર) 64
૬૫ પાંસઠ sixty five (સીક્સટી ફાઇવ) 65
૬૬ છાસઠ sixty six (સીક્સટી સીક્સ) 66
૬૭ સડસઠ sixty seven (સીક્સટી સેવન) 67
૬૮ અડસઠ (સીક્સટી એઈટ) 68
૬૯ અગનોતેર sexty nine (સીક્સટી નાઈન) 69
૭૦ સીત્તેર seventy (સેવન્ટી) 70
૭૧ એકોતેર seventy one (સેવન્ટી વન) 71
૭૨ બોતેર seventy two (સેવન્ટી ટુ) 72
૭૩ તોતેર seventy three (સેવન્ટી શ્રી) 73

૭૪ ચુમોતેર seventy four ( સેવન્ટી ફોર ) 74
૭૫ પંચોતેર seventy five ( સેવન્ટી ફાઇવ ) 75
૭૬ છોંતેર seventy six ( સેવન્ટી સીક્સ ) 76
૭૭ સત્તોતેર seventy seven ( સેવન્ટી સેવન ) 77
૭૮ અઠ્ઠોતેર seventy eight ( સેવન્ટી એઇટ્ ) 78
૭૯ અગન્યાએંશી seventy nine ( સેવન્ટી નાઇન ) 79
૮૦ એંશી Eighty ( એઇટી ) 80
૮૧ એક્યાશી eighty one ( એઇટી વન ) 81
૮૨ બ્યાસી eighty two ( એઇટી ટુ ) 82
૮૩ ત્યાસી eighty three ( એઈટી થ્રી ) 83
૮૪ ચોરાશી eighty four ( એઇટી ફોર ) 84
૮૫ પંચાશી eighty five ( એઇટી ફાઈવ ) 85
૮૬ છ્યાશી eighty six ( એઇટી સીક્સ ) 86
૮૭ સત્યાશી eighty seven ( એઈટી સેવન ) 87
૮૮ અઠ્ઠાશી eighty eight ( એઈટી એઇટ્ ) 88
૮૯ નેવાશી eighty nine ( એઇટી નાઇન ) 89
૯૦ નેવુ Ninety ( નાઈન્ટી ) 90
૯૧ એકાણું ninety one ( નાઇટી વન ) 91
૯૨ બાણુ ninety two ( નાઇન્ટી ટુ ) 92
૯૩ ત્રાણું ninety three ( નાઈન્ટી થ્રી ) 93
૯૪ ચોરાણું ninety four ( નાઈન્ટી ફોર ) 94
૯૫ પંચાણું ninety five ( નાઇન્ટી ફાઈવ ) 95
૯૬ છન્નુ ninety six ( નાઈન્ટી સીક્સ ) 96
૯૭ સતાણુ ninety seven ( નાઇન્ટી સેવન ) 97
૯૮ અઠ્ઠાણું ninety eight ( નાઈન્ટી એઇટ્ ) 98
૯૯ નવાણું ninety nine ( નાઇન્ટી નાઇન ) 99

૧૦૦ સો hundred ( હંડ્રેડ્ ) 100
૨૦૦ બસો two hundred ( ટુ હંડ્રેડ્ ) 200
૩૦૦ ત્રણસો three hundred ( થ્રી હંડ્રેડ્ ) 300
૪૦૦ ચારસો four hunded ( ફોર્ હંડ્રેડ્ ) 400
૫૦૦ પાંચસો five hundred ( ફાઇવ હંડ્રેડ્ ) 500
૬૦૦ છસો six hundred ( સીક્સ્ હંડ્રેડ ) 600
૭૦૦ સાતસો seven hundred ( સેવન હંડ્રેડ્ ) 700
૮૦૦ આઠસો eight hundred ( એઇટ હંડ્રેડ્ ) 800
૯૦૦ નવસો nine hundred ( નાઈન્ હંડ્રેડ્ ) 900
૧૦૦૦ હજાર thousand ( થાઉઝન્ડ્ ) 1000
૨૦૦૦ બે હજાર two thousand ( ટુ થાઉઝન્ડ્ ) 2000
૩૦૦૦ ત્રણ હજાર three thousand ( થ્રી થાઉઝન્ડ્ ) 3000
૪૦૦૦ ચાર હજાર four thousand ( ફોર્ થાઉઝન્ડ્ ) 4000
૫૦૦૦ પાંચ હજાર five thousand ( ફાઇવ્ થાઉઝન્ડ્ ) 5000
૬૦૦૦ છ હજાર six thousand ( સીક્સ્ થાઉઝન્ડ્ ) 6000
૭૦૦૦ સાત હજાર seven thousand ( સેવન્ થાઉઝન્ડ ) 7000
૮૦૦૦ આઠહજાર eight thousand ( એઈટ્ થાઉઝન્ડ્ ) 8000
૯૦૦૦ nine thousand ( નાઇન્ થાઉઝન્ડ્ ) 9000
૧૦૦૦૦ દસહજાર ten thousand ( ટેન્ થાઉઝન્ડ્ ) 10000

એ પ્રમાણે ૯૯૦૦૦ નવાણું હજાર ninety nine thousand (નાઈન્ટી નાઇન્ થાઉઝન્ડ્ ) પછી ૧૦૦૦૦૦ one lac ( વન લેક્ ) એક લાખ. અને દશ લાખને one million ( વન્ મીલીઅન્ ) કહેવાય છે.

## વાક્યો Sentences ( સેન્ટન્સીઝ્ )

પાંચ ગાયો five cows ( ફાઇવ્ કાઉઝ્ )
પંદર છોકરા fifteen boys ( ફીફ્ટીન્ બૉય્ઝ્ )

બાર છોકરીઓ twelve girls ( ટવેલ્વ્ ગર્લસ્ )
તેર બળદો thirteen bullocks ( થર્ટીન્ બુલ્લકસ્ )
પાંચ કલમો five pens ( ફાઈવ્ પેન્સ્ )
આઠ મેજો eight tables ( એઇટ્ ટેબલ્સ્ )
અગીઆર ચોપડીઓ eleven books ( ઇલેવન્ બુકસ્ )
ચૌદ સોટીઓ fourteen sticks ( ફોર્ટીન્ સ્ટીકસ્ )
ત્રીસ ટોપીઓ thirty caps ( થર્ટી કૅપ્સ્ )
પાંત્રીસ માણસો thirty five men ( થર્ટી ફાઈવ્ મેન્ )
બેંતાળીશ સ્ત્રીઓ thirty two women ( થર્ટી ટુ વીમેન્ )
પંદર પૈસાદાર માણસો fifteen rich men ( ફીફટીન્ રીચ મેન્ )
વીસ ગરીબ છોકરા twenty poor boys ( ટવેન્ટી પુઅર્ બૉય્ઝ્ )
ચોવીસ ઘરડી ગાયો teventy four old cows ( ટવેન્ટીફોર્ ઓલ્ડ્ કાઉઝ્ )
બત્રીસ જુની ચોપડીઓ thirty two old books ( થર્ટી ટુ ઓલ્ડ બૂકસ્ )
દસ લાંબી કલમો ten long pens ( ટેન્ લૉંગ્ પેન્સ્ )
ઓગણચાલીસ સારી ચોપડીઓ thirty nine good books ( થર્ટી નાઈન્ ( ગુડ્ બુકસ્ )
પંદર સુંદર પ્યાલા fifteen nice cups ( ફીફ્ટીન્ નાઈસ્ કૉપ્સ્ )

---

# દિવસ ૧૭ મો.

## નામ, સર્વનામ, ક્રિયાપદ અને વિશેષણ યુક્ત વાક્યો.

### શબ્દો words ( વર્ડ્ઝ્ )

રહેવું to dwell ( ટુ ડવેલ્ )
કામ કરવું to work ( ટુ વર્ક્ )
બનાવવું to make ( ટુ મેક્ )
ચરવું to graze ( ટુ ગ્રેઝ્ )
ઉંઘવું to sleep ( ટુ સ્લીપ્ )
લખવું to write ( ટુ રાઇટ્ )

ધિક્કારવું to hate ( ટુ હેઈટ્ )
બાંધવું to build ( ટુ બીલ્ડ્ )
રાંધવું to cook ( ટુ કુક્ )
શરૂ કરવું to begin ( ટુ બીગીન્ )
દડો A ball ( એ બૉલ્ )
ખુરસી A chair ( એ ચૅર્ )
ઘર A house ( એ હાઉસ્ )
કેરી A mango ( એ મૅન્ગો )
રૂપીઓ A rupee ( એ રૂપી )
ઝાડ A tree ( એ ટ્રી )
આંબો A mango tree (એ મૅન્ગોટ્રી )
સીસાપેન. A pencil (એપેન્સીલ )
લૂલો lame ( લેમ્ )
લાલ red ( રેડ્ )
પીળું yellow ( યલો )
કાળું black ( બ્લૅક્ )
સફેદ white ( વ્હાઇટ્ )
લીલું green ( ગ્રીન્ )
સુંદર fine ( ફાઇન્ )
માયાળુ kind ( કાઇન્ડ્ )
Is ( ઇઝ ) છે.
am ( ઍમ્ ) છું
are ( આર્ ) છીએ.
has ( હૅઝ્ ) ની પાસે છે.

હું સુંદર ઘરમાં રહું છું I dwell in a fine house ( આઈ ડવેલ્ ઈન એ ફાઇન્ હાઉસ્ )

તે દડો બનાવે છે He makes a ball ( હી મેકસ્ એ બૉલ્)

તે પથારીમાં ઉંઘે છે He sleeps in a bed ( હી સ્લીપ્સ્ ઇન એ બેડ્ )

તે તેને ધિક્કારે છે He hates him ( હી હેઇટસ્ હીમ્ )

આ છોડી રાંધે છે This girl cooks ( ધીસ્ ગર્લ કુક્સ)

આ છોકરા કામ કરે છે These boys work ( ધીઝ્ બૉય્ઝ્ વર્ક )

તેની પાસે સાત રૂપીયા છે He has seven rupees ( હી હેઝ્ સેવન્ રૂપીઝ્ )

મારો દડો સુંદર છે My ball is fine ( માય બૉલ્ ઇઝ્ ફાઇન્ )

આ એક આંબો છે This is a mango tree ( ધીસ્ ઇઝ એ મેન્ગોટ્રી )

તેની પાસે કેરીઓ છે He has mangoes ( હી હૅઝ્ મૅન્ગોઝ્ )

મારી કેરી લીલી છે My mango is green ( માય મેંગો ઇઝ્ ગ્રીન )

તમારી ટોપી પીળી છે Your cap is yellow ( યૉર્ કૅપ્ ઇઝ યલો )

પેલા માણસ પાસે સુંદર સોટી છે That man has a fine stick (ધૅટ્ મૅન્ હૅઝ્ એ ફાઇન્ સ્ટીક્)
આ મારૂં ઘર છે This is my house (ધીસ્ ઇઝ્ માય્ હાઉસ્)
તે માયાળુ છે He is kind (હી ઇઝ્ કાઇન્ડ્)
હું મગનલાલ છું I am Maganlal (આઇ ઍમ્ મગનલાલ)

---

## દિવસ ૧૮ મો.

| | | |
|---|---|---|
| મારી પાસે છે | I have | (આઇ હૅવ્) |
| તેના વિષે | About him | (એબાઉટ્ હિમ્) |
| ભાઈ | Brother | (બ્રધર્) |
| પિતા | Father | (ફાધર્) |
| માતા | Mother | (મધર્) |
| બહેન | Sister | (સિસ્ટર) |
| કાકો | Uncle | (અન્કલ્) |

મારી પાસે નેવુ રૂપીઆ છે I have ninety rupees (આઇ હૅવ નાઇન્ટી રૂપીઝ્)
તેની પાસે એક રૂપીઓ છે He has one rupee (હી હૅઝ્ વન્ રૂપી)
આ મારો ભાઈ છે This is my brother (ધીસ્ ઇઝ્ માય્ બ્રધર્)
તે મારો કાકો છે He is my uncle (હી ઇઝ્ માય્ અંકલ્)
પેલી મારી બહેન છે That is my sister (ધેટ્ ઇઝ માય્ સિસ્ટર્)
આ મારા ભાઈઓ છે These are my brothers (ધીઝ્ આર માય્ બ્રધર્સ)
આ મારો ભાઇ છે This is my brother (ધીસ્ ઇઝ્ માય્ બ્રધર્)
હું તેનો કાકો છું I am his uncle (આઈ એમ્ હિઝ્ અંકલ્)
મારે બે ભાઈઓ અને એક બહેન છે I have two brothers and one sister (આઈ હેવ્ ટુ બ્રધર્સ એન્ડ્ વન્ સિસ્ટર)

તેને બે કાકા છે He has two uncles (હી હેઝ્ ટુ અંકલ્સ)
આ મારી માતા છે અને પેલા મારા પિતા છે This is my mother and that is my father (ધીસ્ ઈઝ્ માય્ મધર એન્ડ્ ધૅટ્ ઇઝ માય ફાધર)

---

I send him a cap (આઇ સેન્ડ્ હિમ્ એ કૅપ્) હું તેને ટોપી મોકલું છું)
He lends me five rupees (હી લેન્ડઝ્ મી ફાઇવ્ રૂપીઝ્) તેમને પાંચ રૂપીઆ ધીરે છે.
I sit on a chair (આઇ સીટ્ ઑન્ એ ચૅર) હું ખુરશી ઉપર બેસું છું.
We write on a paper (વી રાઇટ્ ઑન્ એ પેપર્) અમે કાગળ ઉપર લખીએ છીએ.
They write with a pencil (ધે રાઇટ્ વીથ એ પેન્સીલ્) તેઓ પેન્સીલથી લખે છે
I speak with your uncle (આઈ સ્પીક વીથ યૉર્ અંકલ્) હું તમારા કાકા જોડે બોલું છું.
He stands on a table (હી સ્ટેન્ડઝ્ ઑન્ એ ટેબલ્) તે મેજ ઉપર ઉભો રહે છે.
These boys sit down (ધીઝ્ બોય્ઝ સીટ્ ડાઉન) આ છોકરાઓ નીચે બેસે છે.
What is this ? (વૉટ્ ઈઝ્ ધીસ) આ શું છે, ?
It is a big book (ઈટ્ ઇઝ એ બિગ્ બુક્) તે એક મોટું પુસ્તક છે,
I send my man (આઇ સેન્ડ્ માય મૅન્) હું મારા માણસને મોકલું છું.
This little boy is my brother (ધીસ્ લીટલ્ બૉય્ ઈઝ્ માય્ બ્રધર) આ નાનો છોકરો મારો ભાઈ છે,

# દિવસ ૧૯ મો.

## શબ્દયોગી અવ્યય The Preposition ( ધી પ્રેપોઝીશન્ )

ઉપલા પાઠોમાં આપણે નામ, સર્વનામ, ક્રિયાપદ અને વિશેષણનો સાધારણ ઉપયોગ શીખ્યા. હવે આપણે આ પાઠમાં શબ્દયોગી એટલે Preposition ( પ્રેપોઝીશન્ ) શબ્દયોગી અવ્યય એટલે Preposition ( પ્રેપોઝીશન્ ) શબ્દયોગી એટલે શબ્દોને જોડનાર કોઇપણ શબ્દનો બીજા શબ્દો સાથે શું સં-બંધ છે તે આપણે ( પ્રેપોઝીશન્ ) શબ્દયોગી અવ્યયથી જાણીએ છીએ. જેમકે: I sit on a chair ( આઈ સીટ્ ઓન્ એ ચૅર્ ) હું એક ખુરસી ઉપર બેસું છું. આ વાકયમાં sit શબ્દનો યોગ chair શબ્દ સાથે on શબ્દે કરાવ્યો. on શબ્દ કાઢી નાંખીએ તો I sit a chair ( આઈ સીટ્ એ ચૅર્ ) હું બેસું છું–એક ખુરશી–એવું વાકય બની જાય કે જેનો કાંઇપણ અર્થ થશે નહિ પરન્તુ on શબ્દ વચમાં મુકીને આપણે વાકયને અર્થવાળું બનાવી શકીએ છીએ. આ પ્રમાણે શબ્દયોગી અવ્યયનું કામ શબ્દોને જોડવાનું છે. અત્રે યાદ રાખવું કે શબ્દયોગી અવ્યય Preposition ( પ્રેપોઝીશન્ ) હમેશાં નામ કે સર્વ-નામની પહેલાંજ આવે છે ઉપલાં વાકયમાં તમે જોયું કે ‘ on ’ ‘chair ’ શબ્દ ( જે નામ છે ) તેની પહેલાં આવ્યો છે. નહી કે I sit a chair on ( આઈ-સીટ્ એ ચૅર્ ઓન્ ) આ વાકય તદ્દન ખોટું છે. ખરૂં વાકય તો I sit on a chair ( આઇ સીટ્ ઓન એ ચૅર્ ) હું એક ખુરશી ઉપર બેસું છું.

હવે તમે જાણ્યું કે Preposition એટલે શબ્દયોગી–તે બે શબ્દોને જોડે છે–અર્થવાળા બનાવે છે અને તે નામ કે સર્વનામની પહેલાંજ આવે. આ નીચે થોડા શબ્દયોગી અવ્યયના દાખલા આપ્યા છે તે મોઢે કરી લેવા.

## શબ્દયોગી અવ્યયો Prepositions ( પ્રેપોઝીશન્સ્ )

| | | |
|---|---|---|
| In | ( ઈન્ ) | અંદર, માં |
| On | ( ઑન્ ) | ઉપર |

| | | |
|---|---|---|
| For | ( ફોર્ ) | કાજે, માટે, લીધે, વાસ્તે, સારૂં, |
| From | ( ફ્રોમ્ ) | થી, માંથી, પાસેથી, |
| To | ( ટુ ) | ને |
| At | ( ઍટ્ ) | તરફ |
| With | ( વીથ્ ) | થી, થકી, સાથે, વડે |
| Up | ( અપ્ ) | ઉપર |
| Upon | ( અપૉન્ ) | ઉપર |
| Into | ( ઇન્ટુ ) | માં અંદર |
| Of | ( ઑફ્ ) | નો, ની, નું, ના, નાં |
| Through | ( થ્રુ ) | સોંસરૂં |
| About | ( ઍ બાઉટ્ ) | વિષે |
| Above | ( એ બાઉ ) | ઉપર |
| After | ( આફ્ટર્ ) | પછી |
| Across | ( એક્રોસ ) | માં થઈને |
| Against | ( અગેન્સ્ટ્ ) | સામા. |
| Amid | ( ઍમીડ્ ) | વચ્ચે |
| Among | ( અમંગ્ ) | ભેગાં |
| At | ( ઍટ્ ) | તરફ |
| Beyond | ( બીયોન્ડ્ ) | પેલી પાર |
| Between | ( બીટ્વીન્ ) | ની વચ્ચે |
| Down | ( ડાઉન્ ) | નીચે |
| During | ( ડ્યુરીંગ ) | દરમીયાન |
| Except | ( એક્સેપ્ટ્ ) | સિવાય |
| Around | ( એરાઉન્ડ્ ) | આસપાસ |
| Round | ( રાઉન્ડ્ ) | આસપાસ |
| Beside | ( બીસાઈડ્ ) | પાસે |

Below (બીલો) નીચે
By (બાય્) થી, પાસે
Before (બી ફોર) પહેલાં

આજે ફક્ત આટલા શબ્દોજ મોઢે કરવાના. યાદ રાખવું કે તમામનું વ્યાકરણ શબ્દયોગી અવ્યય Preposition (પ્રેપોઝીશન્) થાય છે હવે આવતા પાઠથી આપણે વાકયોમાં Prepositions વાપરીશું એટલે તમને વિશેષ ખુલાસા પુર્વક તેનો ઉપયોગ પણ સમજાશે.

---

## દિવસ ૨૦ મો.

ગાવું (ટુ સીંગ્) To sing ગાયન (એ સૅાંગ્) A song
ઉગવું (ટુ ગ્રો) To grow કમળ (એ લોટસ્) A lotus
તળાવ (એ પૅાન્ડ્) A pond ખેડૂત (એ ફાર્મર) A farmer
ખેતર (એ ફીલ્ડ) A field ખલાસી (એ સેઈલર) A sailor
હોડી (એ બોટ્) A boat નદી (એ રિવર્) A river
સમુદ્ર (એ સી) A sea ઝાડ (એ ટ્રી) A tree
રસ્તો (એ રોડ્) A road શેરી (એ સ્ટ્રીટ્) A street
દુકાન (એ શૅાપ્) A shop દુકાનદાર (એ શૅાપ્કીપર્) A shop-keeper
કિનારો (એ બૅન્ક્) A bank જમીન (ધી ગ્રાઉન્ડ્) ધી ગ્રાઉન્ડ્.
જોવું (ટુ લૂક્) To look આથમવું (ટુ સેટ્) ટુ સેટ્

તે ગાયન ગાય છે He sings a song (હી સીંગ્ઝ્ એ સૅાન્ગ્)
નદીના કિનારા ઉપર On the bank of the river (ઑન્ ધી બૅન્ક્ ધી રીવર્)
તે નદિના કિનારા ઉપર ગાયન ગાય છે. He sings a song on the bank of the river (હી સીંગ્ઝ્ એ સૅાન્ગ્ ઑન્ ધી બૅન્ક્ ઑફ્ ધી રીવર)
તે જમીન ઉપર બેસે છે He sits on the ground (હી સીટસ્ ઑન્ ધી ગ્રાઉન્ડ્)

ઝાડ જમીન ઉપર ઉગે છે A tree grows on the ground (એ ટ્રી ગ્રોવ્ઝ્ ઑન્ ધી ગ્રાઉન્ડ્)
કમળો તળાવમાં ઉગે છે. Lotuses grow in a pond (લોટસીઝ્ ગ્રો ઈન્ એ પૉન્ડ્)
છોકરાઓ ખેતરોમાં દોડે છે Boys run in the fields (બૉય્ઝ્ રન્ ઇન્ ધી ફીલ્ડઝ્)
હું નદીમાં દોડું છું I run in the river (આઇ રન્ ઇન્ ધી રીવર્)
હું તમારી સાથે જાઉં છું I go with you (આઈ ગો વિથ્ યુ)
તે અમારી સાથે આવે છે. He comes with us (હી કમ્સ્ વિથ્ અસ્)
મારૂં ઘર આ શેરીમાં છે My house is in this street (માય્ હાઉસ્ ઈઝ્ ઇન્ ધીસ્ સ્ટ્રીટ્)
અમે દરિઆ કિનારે બેસીએ છીએ We sit on the bank of the sea (વી સીટ્ ઑન્ ધી બેન્ક્ ઑફ્ ધી સી)
આ મારા ઘરનો રસ્તો છે This is the road to my house (ધીસ્ ઇઝ્ ધી રોડ્ ટુ માય્ હાઉસ્)
છોકરીઓ નિશાળમાં ગાય છે Girls sing in the school (ગર્લસ્ સીંગ્ ઈન્ ધી સ્કૂલ)
અમે તમારા વિષે વાત કરીએ છીએ We talk about you (વી ટૉક્ ઍબાઉટ્ યુ)
હું તેને માટે રૂપીયા લાવું છું I bring rupees for him (આઈ બ્રીંગ્ રૂપીઝ્ ફૉર્ હીમ્)
તે મારા તરફ જુએ છે He looks at me (હી લુક્સ્ ઍટ્ મી)
બિલાડી ઉંદરો તરફ જુએ છે The cat looks at the rats (ધી કૅટ્ લુક્સ્ ઍટ્ ધી રૅટ્સ્)

ઉપલાં વાક્યોમાં શબ્દયોગી અવ્યય (Preposition)ની નીચે લીટી કરી છે તે જોયાથી શબ્દયોગી અવ્યય શી રીતે ગોઠવાય છે તે તમને જણાય છે.

# દિવસ ૨૧ મો.

## ઉભયાન્વયી અવ્યય-The Conjunction (ધી કન્જન્કશન)

ઉભય—બે, અન્વયી—જોડનાર (બેને જોડનાર) ઉભયાન્વયી અવ્યય એટલે બે શબ્દો કે બે વાકયોને જોડનાર શબ્દ. ઉભયાન્વયી અવ્યયને અંગ્રેજીમાં Conjunction (કન્જન્કશન્) કહે છે ગુજરતીમાં નીચે પ્રમાણે ઉભયાન્વયી અવ્યયો છે. અથવા–અને–એટલે–કદાચ–કદાચિત–કિંવા–કેમ–કેમકે—જે–જો–તથા–તથાપિ–તો–તોપણ–પણ–નહિ તો–નિકર–રખે–રખેને–વળી—તેજ પ્રમાણે તેવા અર્થનાજ અંગ્રેજીમાં પણ ઉભયાન્વયી અવ્યયના શબ્દો છે. આ શબ્દો 'બે શબ્દો કે બે વાકયોને જોડવાનું' કામ કરે છે. ગુજરાતીમાં જેમકે:—રામ અને હું તમારે ત્યાં આવતા હતા. પણ તે અમને રસ્તામાંજ મળ્યો. આ વાકયમાં ' અને ' ઉભયાન્વયી અવ્યય છે કારણ કે તે બે શબ્દોને 'રામ' ને 'હું' જોડે છે અને 'પણ' પણ ઉભયાન્વયી અવ્યય છે કારણ કે તે ' રામ અને હું તમારે ત્યાં આવતા હતા ' એ વાકયને 'તે અમને રસ્તામાંજ મળ્યો ' એ વાક્ય સાથે જોડે છે. જો આપણે તેમાંથી ' અને ' ' પણ' એ બન્ને ઉભયાન્વયી અવ્યયો લઇ લઇએ તો વાકયનો અર્થ બેસરોજ નહીં. ત્યારે યાદ રાખવું કે ઉભયાન્વયી અવ્યય (conjunction—કન્જન્કશન્) નું કામ બે વાકય કે બે શબ્દોને જોડી અર્થ બેસતો કરવાનું છે આ નીચે ઉભયાન્યી અવ્યોયોના દાખલા આપ્યા છે તે મોઢે કરવા અને તેની નીચેના વાકયોમાં તે દાખલા વાપરી બતાવ્યા છે તે ધ્યાન પૂર્વક તપાસવું.

કે—અથવા or (ઑર્)
અને And (ઍન્ડ્)
પણ Also (ઑલસો)
તેમજ Likewise (લાઇક્વાઇઝ્)
તેમજ As well as (ઍઝ્ વેલ્ ઍઝ્)
પણ But (બટ્)

પછી—ત્યારે Then ( ધેન્ )
તોપણ Yet ( યટ્ )
હજુ સુધી Still ( સ્ટીલ્ )
તોપણ However ( હાઉએવર્ )
એટલા માટે Therefore ( ધૅર્ ફોર્ )
તેથી Hence ( હૅન્સ્ )
જેથી—તેથી So that ( સો ધૅટ્ )
ત્યારે So then ( સો ધેન્ )

માણેકલાલ વાંચે છે અને મગનલાલ ગાય છે Maneklal reads and Maganlal sings ( માણેકલાલ રીડઝ્ ઍન્ડ્ મગનલાલ સિંગ્ઝ્ )

હું રાંધું છું અને તે જમે છે I cook and he eats ( આઇ કુક્ ઍન્ડ્ હી ઇટસ્ )

તે આપે છે અથવા તમે લ્યો છો. He gives or you take ( હીગીવ્ઝ્ ઑર્ યુ ટેક્ )

નારણલાલ પણ અમારી સાથે આવે છે Naranlal also comes with us ( નારણલાલ ઑલ્સોકમ્સ્ વીથ્ અસ્ )

અમે ત્યાં બેસીએ છીએ તેમજ ગાઈએ છીએ We sit as well as sing there ( વી સીટ્ ઍઝ્ વેલ્ ઍઝ્ સિંગ્ ધેર્ )

અમે તે જોઈએ છીએ પણ અમે રૂપીઆ આપીએ છીએ We see that but we give rupees. ( વી સી ધૅટ્ બટ્ વી ગીવ્ રૂપીઝ્ )

તે છોકરો સારો છે અને આ છોકરો પણ સારો છે. That boy is good and this boy also is good ( ધૅટ્ બૉય્ ઇઝ્ ગુડ્ ઍન્ડ્ ધીસ્ બૉય્ ઑલ્સો ઇઝ્ ગુડ્ )

અમે ગુજરાતી અથવા અંગ્રેજી બોલીએ છીએ We speak Gujarati or English (વી સ્પીક્ ગુજરાતી ઑર્ ઇંગ્લીશ.)

મારી સાથે આવો જેથી કરીને આપણે દુકાને જઇ શકીએ Come with

me so that we can go to the shop ( ક્મૂ વીથ મી સો વૅટ્ વી કૅન ગો ટુ ધી શૉપ્ )
આ છોડી ગુજરાતી બોલે છે પણ મ્હારી બેન અંગ્રેજી બોલે છે. This girl speaks Gujarati but my sister speaks English ( ધીસ્ ગર્લ્ સ્પીક્સ્ ગુજરાતી બટ્ માય્ સિસ્ટર્ સ્પીક્સ્ ઇંગ્લીશ્ )

---

# દિવસ ૨૨ મો.

આજ સુધીમાં તમે નામ–સર્વનામ–ક્રીયાપદ–વિશેષણ–શબ્દયોગી–વાક્યયોગી અવ્યય–એ પ્રમાણે છ ભાષાના ભાગ શીખ્યા. હવે તમારે ફક્ત બે ભાગજ શીખવાના બાકી રહ્યા (૧) અવ્યય Adverb ( ઍડ્વર્બ ) અને (૨) કેવળપ્રયોગી અવ્યય Intrerjection ( ઈન્ટર્જેક્શન્ ) આજે આપણે ફક્ત અવ્યય Adverb ( (ઍડ્વર્બ ) શીખીશું.

નામને ગુણ બતાવવાને જેમ આપણે વિશેષણનો ઉપયોગ કરીએ છીએ તેમ ક્રિયાપદનો ગુણ બતાવવાને અવ્યયનો ઉપયોગ થાય છે. એટલે કે અવ્યય Adverb ( ઍડ્વર્બ ) ક્રિયાપદનો ગુણ બતાવે છે. અવ્યય સ્થળ–વખત કે રીત બતાવે છે. જેમકે ત્યાં, અહીંઆં, અત્યારે, હાલ, પાંચ વાગ્યે, સારી રીતે, સુંદર રીતે. ડહાપણથી ઈત્યાદિ.

આ નીચે અવ્યયના શબ્દો આપ્યા છે તે મોઢે કર્યા બાદ નીચેના વાક્યો બારીકાઇથી જોવાં એટલે અવ્યય શી રીતે વપરાય છે તે જણાઇ આવશે.

## અવ્યયો Adverbs ( ઍડ્વર્બ્ઝ્ )

| | |
|---|---|
| અહીંયાં Here (હીઅર્) | વહેલાં Early ( અર્લિ ) |
| ત્યાં Ther ( ધૅર્ ) | કદી નહીં Never ( નેવર્ ) |
| ઉપર Abobe ( ઍબાઉ ) | હમણા–હવે Now ( નાઉ ) |
| નીચે Down ( ડાઉન્ ) | જલ્દી–તરત Soon ( સૂન્ ) |

દૂર-છેટ Far ( ફાર્ ) તે વખતે Then ( ધેન્ )
ત્યારથી Thence ( ધેન્સ્ ) આજે To day ( ટુ ડે )
અગાઉ-ઉપર Ago ( એગો ) આવતી કાલે To-morrow ( ટુ મૉરો )
હમેશાં Always ( ઑલ્વેઝ્ ) ગઇ કાલે Yesterday ( યસ્ટર્ડે )
દરરોજ Daily ( ડેઇલી ) જ્યારે When ( વ્હેન્ )
પછીથી Afterwards ( આફ્ટર વર્ડ્ઝ્ ) વારંવાર Often ( ઑફ્ન્ )
તુરતજ Immediately (ઇમીજીએટલી) એકવાર Once ( વન્સ્ )
બેવાર Twice ( ટવાઇસ્ ) ત્રણવાર Thrice ( થ્રાઇસ્ )
ચારવાર Four times (ફોર્ ટાઇમ્સ્ ) પાંચવાર Five times (ફાઇવ્ ટાઇમ્સ્)
કેમ-કેવી રીતે How ( હાઉ ) સારૂં-સારીરીતે Well ( વેલ્ )
ખોટું-ખોટી રીતે Ill ( ઇલ્ ) આમ-આ પ્રમાણે Thus ( ધસ્ )
તેમ-એમ-એ પ્રમાણે So ( સો )
ઉપર નીચે Up and down ( અપ્ ઍન્ડ્ ડાઉન્ )
વારંવાર Now and then ( નાઉ ઍન્ડ્ ધેન્ )
અહીં તહીં Here and there ( હીઅર્ ઍન્ડ ધૅર્ )
તે હમણાં અહીં આવે છે He comes here now ( હી કમ્સ્ હીઅર્ નાઉ )
અમે ત્યાં જઇએ છીએ We go there (વી ગો ધૅર્ )
અમે હમણા આવીએ છીએ We come now ( વી કમ્ નાઉ )
અમે તરતજ આવીએ છીએ We come soon ( વી કમ્ સૂન્ )
તે અહીં વારંવાર આવે છે. He often comes here ( હી ઑફ્ન્ કમ્સ્ હીઅર્ )
હું અહીં દરરોજ આવું છું I come here daily (આઇ કમ્ હીઅર્ ડેઇલી)
હું બે વખત વાંચુ છું I read twice ( આઇ રીડ્ ટવાઇસ્ )
તે સારૂં વાંચે છે He reads well ( હી રીડ્ઝ્ વેલ્ )
આ ઘોડો સારૂં દોડે છે This horse runs well (ધીસ્ હૉર્સ રન્સ્ વેલ્ )
અમે વહેલા જઇએ છીએ We go early (વી ગો અર્લી )

તે મને દરરોજ ખોરાક આપે છે He gives me food daily (હી ગીવ્ઝ્ મી ફૂડ્ ડેઇલી)
હું નીચે બેસુ છું I sit down (આઈ સીટ્ ડાઉન્)
પાંચ દિવસ પહેલાં Five days ago
તમે આવો છો ત્યારે હું આવું છું I come when you come (આઈ કમ્ વેન્ યુ કમ્)
આવતી કાલે હું મુંબઇ જાઉંછું To morrow I go to Bombay (ટુ મોરો આઇ ગો ટુ બૉમ્બે)

---

# દિવસ ૨૩ મો.

## અવ્યયો ચાલુ Adverbs continued (એડવર્બ્ઝ્ કન્ટીન્યુડ)

| | | |
|---|---|---|
| પ્રકાશીત રીતે | Brighly | (બ્રાઈટલી) |
| સુંદર રીતે | Nicely | (નાઈસ્લી) |
| ધીમે ધીમે | Slowly | (સ્લોલી) |
| હિંમતથી | Boldly | (બોલ્ડલી) |
| ઉંચેથી | Loudly | (લાઉડલી) |
| માયાળુ રીતે | Kindly | (કાઈન્ડી) |
| મધુરતાથી | Sweetly | (સ્વીટલી) |
| ખરાબ રીતે | Badly | (બૅડલી) |
| ખરી રીતે | Truly | (ટ્રુલી) |
| ખચીત | Certainly | (સર્ટેન્ટી) |

સૂર્ય પ્રકાશીત રીતે ચળકે છે The sun shines brightly (ધી સન્ શાઈન્સ્ બ્રાઇટલી)
તેણી સુંદર રીતે ચાલે છે She walks nicely (શી વૉક્સ્ નાઇસ્લી)

આ છોકરો ધીમે ધીમે ચાલે છે This boy walks slowly (ધીસ્ બૉય્ વૉક્સ્ સ્લોલી)

હું હિંમતથી બોલું છું I speak boldly (આઇ સ્પીક્ બોલ્ડલી)

હું હિંમતથી તેની પાસે જાઉં છું I go to him boldly (આઇ ગો ટુ હીમ્ બોલ્ડલી)

અમે ઉંચેથી ગાઇએ છીએ We sing loudly (વી સીંગ્ લાઉડલી)

આ માણસ માયાળુ રીતે વાત કરે છે This man talks kindly (ધીસ્ મૅન્ ટૉક્સ્ કાઇન્ડલી)

આ છોડી મધુરતાથી ગાય છે This girl sings sweetly (ધીસ્ ગર્લ સીંગ્ઝ સ્વીટલી)

આ ઘોડો ખરાબ રીતે ચાલે છે This horse walks badly (ધીસ્ હૉર્સ વૉક્સ્ બૅડલી)

અમે ખરી રીતે બોલીએ છીએ We speak truly (વી સ્પીક્ ટ્રુલી)

હું ખચિત તમારી સાથે આવું છું I certainly come with you (આઈ સર્ટન્લી કમ્ વીથ યુ)

---

## દિવસ ૨૪ મો.

### કેવળ પ્રયોગી અવ્યય Interjection (ઇન્ટર્જૅકશન્)

હવે આપણે ભાષાનો છેલ્લો ભાગ જેને કેવળપ્રયોગી અવ્યવ Interjection—ઇન્ટર્જૅકશન્) કહેવામાં આવે છે તે શીખીએ. કેવળપ્રયોગી અવ્યય એ એવું અવ્યય છે કે જેનો માત્ર છુટોજ ઉપયોગ થાય છે શબ્દને કોઇની સાથે સંબંધ હોતો નથી. વાત કરતાં મનની લાગણી (આનંદ, ભય કે શોક) બતાવવામાં તેનો વારંવાર ઉપયોગ કરવામા આવે છે જેમકે:—અરેરે તે છોકરો ગરિબ છે. આહ્ કેવી સરસ મઝાહ ?–વાહ ? તમેતો બહુ સારૂં ગાઓ છો ?

અંગ્રેજી ભાષામાં આવા અરેરે—ઑય્—વાહ—હાય હાય—એ હુ ? ઈત્યાદિ લાગણીઓ બતાવવાને નીચેના શબ્દો છે અને તે પ્રસંગોપાત વાક્યની શરૂઆતમાં વાપરવામાં આવે છે—આ નીચે કેવળપ્રયોગી અવ્યયો આપ્યા છે.

અરે ? Ah ? ( આહ્ ? )
દિલગીરી–અરેરે ? Alas ? ( ઍલાસ્ ? )
ઓ ? O ? ( ઓ ? )
હુર્રા ? Hurrah ? ( હુહરે ? )
આહો ? Aho ? ( ઓહો ? )
ખરેખર ? Indeed ? ( ઇન્ડીડ ? )
ધિક્કાર ? Fie ! ( ફાઈ ! )
શરમ ? Shame ? ( શેમ્ )

અરે ? હું નદીમાં જાઉં છું Ah ? I go into the river ( આહ ? આઈ ગો ઈન્ટુ ધી રીવર્ )

અરેરે ? આ માણસ ગરીબ છે Alas ? this man is poor ( ઍલાસ્ ધીસ્ મૅન્ ઈઝ્ પુઅર્ )

અમે હુરે હુરે બોલીએ છીએ We speak hurrah ? hurrah ? ( વી સ્પીક્ હુર્રા હુર્રા )

ઓહો ? તમારી ચોપડી સુંદર છે Aho ? your book is nice (અહો ? યૉર્ બુક્ ઇઝ્ નાઈસ્ )

અરે ? મારા પ્રભુ ? O my God ? ( ઓ ? માય્ ગૉડ્ ? )

ખરેખર તે સારો માણસ છે Indeed he is a good man ( ઇન્ડીડ્ હી ઇઝ્ એ ગૂડ્ મૅન્ )

તેને ધિક્કાર છે ? Fie upon him ( ફાઈ ! અપૉન્ હીમ્ )

શરમ ? શરમ ? Shame ? Shame ? ( શેઇમ્ ? શેઇમ્ )

# દિવસ ૨૫ મો.

છેલ્લા ચોવીસ પાઠમાં તમે ભાષાના આઠે ભાગો શીખ્યા તે દરેકનો શો શો ઉપયોગ છે અને તે કેવી રીતે વપરાય છે તેપણ તમે જાણ્યું. હવે આપણે થોડાક પાઠમાં તે તમામનો ઉપયોગ વધારે પાકી રીતે શીખીએ. દરેક પાઠને મથાળે થોડાક નવા શબ્દો ગુજરાતીના અંગ્રેજી અને અંગ્રેજીના ગુજરાતી આપવામાં આવશે અને તે તમારે તરત મોઢે કરી લેવા ત્યાર બાદ તેની નીચે તે શબ્દો અને આજ સુધી આપણે શીખી ગએલા શબ્દોની મદદ વડે ભાષાના આઠે ભાગો વાપરીને જુદા જુદા વાકયોના નમુના આપ્યા છે તે તમારે ધ્યાન પૂર્વક વાંચી જવા એટલુંજ નહીં પણ દરેક શબ્દ કેવી રીતે વપરાયો છે, અને દરેક શબ્દ ભાષાનો કયો ભાગ છે એટલે કે દરેકનું વ્યાકરણ—પદચ્છેદ શું થાય છે તે પણ બારીકીથી જોવું.

વધારે સરળતા થવાને માટે આજથી જે નવા શબ્દો આપવામાં આવશે તેની જોડે તે શબ્દ ભાષાનો કયો ભાગ છે તે શબ્દના ઉચ્ચાર પછી તુરતજ ટુંકી સંજ્ઞામાં આપવામાં આવશે એટલે તે શબ્દ નામ છે—કે સર્વનામ છે કે કયો ભાગ છે તે સારી રીતે સમજી શકાશે.

## શબ્દોની નીચે પ્રમાણે સંજ્ઞા સમજવી.

| | | | | |
|---|---|---|---|---|
| નામ | ના શબ્દોને માટે | | | n. |
| સર્વનામ | ,, | ,, | ,, | Pro. |
| વિશેષણ | ,, | ,, | ,, | Adj. |
| ક્રિયાપદ | ,, | ,, | ,, | v. |
| અવ્યય | ,, | ,, | ,, | Adv. |
| શબ્દયોગી | ,, | ,, | ,, | Prep. |
| ઉભયાન્વયી | ,, | ,, | ,, | Conj. |
| કેવળપ્રયોગી | ,, | ,, | ,, | Int. |

ઉપરની સંજ્ઞાઓથી કોઇપણ શબ્દ કયા વર્ગનો છે તે સમજાઇ જશે. આ ઉપરથી તમે સમજ્યા કે જો તમને પુષ્કળ શબ્દો મોઢે આવડતા હોય અને તે ભાષાનો કયો ભાગ છે તે ઓળખો અને પછી તે શબ્દોને પોત પોતાની જગ્યાએ કેવી રીતે ગોઠવવામાં આવે છે તે ઉપરના પાઠોમાંથી ધ્યાન પૂર્વક જો તપાસી જાઓ તો અંગ્રેજી ભાષામાં તમારા વિચારો દર્શાવવાનું કામ ઘણુંજ સહેલું છે. ભાષાના ઘણા ખરા મુખ્ય નિયમો તમે શીખી ગયા. હવે તમારે થોડા વધારે શબ્દો કરીને બોલવા લખવાની તથા વાંચવા સમજવાની ટેવ પાડવાની છે. યાદ રાખવું કે ગમે તેવા અઘરાં કામો ટેવથી સહેલાં થાય છે.

અંગ્રેજી English (ઇંગ્લીશ) Adv.
આખું The whole (ધી હોલ્) Adj.
ઉછીનું લેવું To borrow (ટુ બૉરો) v.
આવી પહોંચવું To come up (ટુ કમ્ અપ્) v.
ઉડાઉ Spendthrift (સ્પેન્ડ્ થ્રીફ્ટ્)
કાપવું To cut (ટુ કટ્) v.
વાસવું To Shut (ટુ શટ્) v.
ઉઘાડવું To open (ટુ ઓપન્) v.
કૂવો A well (એ વેલ્) n.
કે or, that (ઑર્, ધૅટ્) conj.
કારણ કે because (બીકૉઝ્) conj.
ચિત્ર A picture (એ પિકચર્) n.

---

**A room** (એ રૂમ્) n. કોટડી.
**A penknife** (એ પેન્ નાઈફ્) n. ચપ્પુ.
**Rough** (રફ્) adj. ખડબચડું.
**Empty** (એમ્પ્ટી) adj. ખાલી.
**A clerk** (એ કલેર્ક્) n. ગુમાસ્તો.

A servant ( એ સર્વન્ટ્ ) n. નોકર, ચાકર.
A line ( એ લાઈન્ ) n. લીટી.
To draw ( ટુ ડ્રૉ ) v. ખેંચવું.
Very ( વેરી ) adj. ઘણું.
Much ( મચ્ ) adj. ઘણું, વધારે.
To purchase ( ટુ પર્ચેઝ્ ) v. ખરીદવું.
To arrange ( ટુ ઍરેંજ્ ) v. ગોઠવવું.

હું ગોઠવું છું I arrange ( આઈ ઍરેંજ )
હું ચોપડીઓ ગોઠવું છું I arrange books ( આઈ ઍરેંજ્ બૂક્સ્ )
હું મારી ચોગડીઓ ગોઠવું છું I arrange my books ( આઇ એરેંજ્ માયૂ બૂક્સ્ )
હું મારી ચોપડીઓ આ પેટીમાં ગોઠવું છું I arrange my books in this box ( આઇ એરેંજ માયૂ બૂક્સ્ ઈન્ ધીસ્ બૉક્સ )
આ છોકરો તેની ચોપડીઓ ગોઠવે છે This boy arranges his books ( ધીસ્ બૉયૂ ઍરેંજીઝ્ હીઝ બૂક્સ્ )
આ મારો નોકર છે This is my servant.
હું ચોપડીઓ ખરીદું છું I purchase books ( આઇ પર્ચેઝ્ બૂક્સ્ )
અમે રસ્તા ઉપર ચાલીએ છીએ We walk on the road ( વી વૉક્ ઑન્ ધી રોડ્ )
તમે લીટીઓ દોરો છો You draw lines ( યુ ડ્રૉ લાઈન્સ્ )
ખેડૂત ખેતરમાં લીટીઓ દોરે છે The farmer draws lines in the field ( ધી ફાર્મર્ ડ્રૉઝ્ લાઈન્સ્ ઇન્ ધી ફીલ્ડ્ઝ્. )
તે ઘણું બોલે છે He speaks much ( હી સ્પીક્સ્ મચ્ )
તે ઘણુંજ ખાય છે He eats very much ( હી ઇટ્સ્ વેરી મચ્ )
આ ઉડાઉ છોકરો છે This is a spendthrift boy ( ધીસ્ ઇઝ્ એ સ્પેન્ડ્ થ્રિફ્ટ્ બૉય્ )

આ છોકરો ઉડાઉ છે. This boy is spendthrift (ધીસ્ બૉય્ ઈઝ્ સ્પેન્ડ્ થ્રીફ્ટ્)

અમે આ ઓરડામાં બેસીએ છીએ We sit in this room (વીસીટ્ ઈન્ધીસ્ રૂમ્)

Govind is a little boy (ગોવીન્દ ઇઝ્ એ લિટલ્ બૉય્) ગોવિન્દ એક નાનો છોકરો છે.

I take him with me (આઈ ટેક્ હિમ્ વીથ મી) હું તેને મારી સાથે લઇ જાઉં છું.

I tell him to come with him (આઇ ટેલ્ હિમ્ ટુ કમ્ વીથ હીમ્) હું તેને મારી સાથે આવવાનું કહું છું.

I see a table (આઈ સી એ ટેબલ્) હું એક મેજ જોઉં છું.

I see him there (આઈ સી હીમ્ ધેર્) હું તેને ત્યાં જોઉં છું.

This is Gopal (ધીસ્ ઇઝ્ ગોપાલ) આ ગોપાલ છે.

He is my brother (હી ઈઝ્ માય્ બ્રધર્) તે મારો ભાઇ છે.

We tell them to come (વી ટેલ્ ધેમ ટુ કમ્) અમે તેમને આવવાનું કહીએ છીએ.

But you can see one boy (બટ્ યુ કૅન્ સી વન્ બૉય્) પણ તમે એક છોકરો જુઓ છો.

This is our friend (ધીસ્ ઇઝ્ અવર્ ફ્રેન્ડ) આ અમારો મિત્ર છે.

---

## દિવસ ૨૬ મો.

Bring (બ્રીંગ્) v. લાવવું.
King (કિંગ) n. રાજા.
Ring (રિંગ્) n. વીંટી.
Drink (ડ્રિંક્) v. પીવું.
Think (થિંક્) v. ધારવું, વિચારવું.

Wish ( વિશ્ ) v. ઇચ્છવું.
Desk ( ડેસ્ક્ ) n. લેખન પીઠ.
Bench ( બેન્ચ્ ) n. પાટલી.
Chair ( ચૅર્ ) n. ખુરશી.
Water ( વૉટર્ ) n. પાણી.
School ( સ્કૂલ ) n. નિશાળ.
To day ( ટુ ડે ) ad. આજે
Morning ( મોર્નિંગ્ ) n. સવાર.
Evening ( ઇવનિંગ્ ) n. સાંજ.
આંગળી A finger ( એ ફિંગર્ ) n.
શિક્ષક A master ( એ માસ્ટર્ ) n.
વર્ગ A class ( એ ક્લાસ્ ) n.
પૃથ્વી The Earth ( ધી અર્થ્ ) n.
હાથ The hand ( ધી હૅન્ડ્ ) n.
ચિત્ર A picture ( એ પિક્ચર્ )
દિવાલ A wall ( એ વૉલ્ ) n.
હિંદુસ્તાન India ( ઇન્ડીઆ ) n.
રહેવું To live ( ટુ લીવ્ ) v.
કરવું To do ( ટૂ ડુ ) v.
રમવું To play ( ટુ પ્લે ) v.
જુનું Old ( ઓલ્ડ્ ) a.
વાત કરવી To talk ( ટુ ટૉક્ ) v.
ત્યાં There ( ધૅર્ ) ad.
અહીં Here ( હીઅર્ ) ad.
ઘણું Very ( વેરી ) a.
સારૂં Good ( ગૂડ્ ) a.

ખરાબ Bad ( બૅડ્ ) a.
શીખવું To learn ( ટુ લર્ન ) v.
શીખવવું To teach ( ટુ ટીચ્ ) v.
નવું New ( ન્યુ ) a.
દરેક Every ( એવરિ ) ad.
અંગ્રેજી English ( ઇંગ્લિશ ) s.

હું પાણી લાવું છું I bring water ( આઇ બ્રીંગ્ વૅાટર્ )

હું તમારા માટે પાણી લાવું છું I bring water for you ( આઇ બ્રીંગ્ વૅાટર્ ફૅાર્ યુ )

મારી ટોપી જુની છે. My cap is old ( માય્ કૅપ્ ઈઝ્ ઓલ્ડ્ )

તે રોજ સવારે અહીં આવે છે. He comes here every morning ( હી કમ્સ્ હીઅર્ એવરી મૉર્નિંગ્ )

મારું નામ શંકરલાલ છે, My name is Shankerlal ( માય્ નેઇમ્ ઇઝ્ શંકરલાલ )

આ છોકરો સારો છે. This boy is good ( ધીસ્ બૉય્ ઈઝ્ ગુડ્ )

પેલો માણસ ઘણો ખરાબ છે. That man is very bad ( ધૅટ્ મૅન્ ઇઝ્ વેરિ બૅડ્ )

હું અંગ્રેજી શીખું છું I learn English ( આઇ લર્ન ઇંગ્લીશ્ )

અમે રોજ સાંજે રમીએ છીએ We play every evening ( વી પ્લે એવરી ઈવનિંગ્ )

આ આપણા રાજા છે This is our king ( ધીસ્ ઈઝ્ અવર્ કિંગ્ )

આ આપણા રાજાનું ચિત્ર છે. This is the picture of our king ( ધીસ્ ઇઝ્ ધી પીક્ચર્ ઑાફ્ અવર કિંગ્ )

આ મારી વીંટી છે This is my ring ( ધીસ્ ઈઝ્ માય્ રીંગ્ )

હું આંગળીએ વીંટી પહેરું છું I put a ring on my finger ( આઈ પુટ્ એ રિંગ્ ઑાન્ માય્ ફીંગર્ )

અમે દુધ પીએ છીએ We drink milk ( વી ડ્રીંક્ મીલ્ક્ )

હું ધારૂંછું તે સારો માણસ છે I think he is a good man ( આઇ થીંક્ હી ઇઝ્ એ ગુડ્ મૅન્ )

અમે ત્યાં જવા ધારીએ છીએ We wish to go there (વી વીશ્ ટુ ગો ધેર્ )

આ ડેસ્ક્ ઉપર પાંચ છોકરા બેસે છે Five boys sit at this desk ( ફાઇવ્ બૉય્ઝ્ સીટ્ ઍટ્ ધીસ્ ડેસ્ક્ )

અમે આ પાટલી ઉપર બેસીએ છીએ We sit on this bench ( વી સીટ્ ઑન્ ધીસ્ બેન્ચ )

તેઓ દરરોજ નિશાળે જાય છે They go to school every day ( ધે ગો ટુ સ્કૂલ્ એવરિ ડે )

આ છોકરા દરરોજ નિશાળે જાય છે. These boys go to school every day ( ધીઝ્ બૉય્ઝ્ ગો ટુ સ્કૂલ્ એવરિ ડે)

અમારા શિક્ષક ઘણા સારા માણસ છે. Our master is a very good man ( અવર્ માસ્ટર્ ઇઝ્ એ વેરી ગુડ્ મૅન્ )

આ અમારો વર્ગ છે This is our class ( ધીસ્ ઇઝ્ અવર્ ક્લાસ્ )

પૃથ્વી ગોળ છે The earth is round ( ધી અર્થ ઇઝ્ રાઉન્ડ્ )

આપણે પૃથ્વી ઉપર રહીએ છીએ We live on the Earth ( વી લીવ્ ઑન્ ધી અર્થ )

મારા હાથને પાંચ આંગળીઓ છે. My hand has five fingers ( માય્ હૅન્ડ્ હૅઝ્ ફાઇવ્ ફીંગર્ઝ )

આ મ્હારાં ચિત્રો છે These are my pictures.

આ દિવાલ મહારાં ઘરની છે. This wall is of my house ( ધીસ્ વૉલ્ ઇઝ્ ઑફ્ માય્ હાઉસ્ )

હું હિંદુસ્તાનમાં રહું છું I live in India ( આઇ લીવ્ ઇન્ ઇન્ડીઆ )

Ilibe with my friend (આઈ લીવ્ વીથ્ માય્ ફ્રેન્ડ) હું મ્હારા મિત્રની સાથે રહું છું

I come here to do this work (આઇ કમ્ હિઅર્ ટુ ડુ ધીસ વર્ક્) હું અહીં આ કામ કરવાને આવું છું.

They play in this big house (ધે પ્લે ઈન્ ધીસ્ બીગ્ હાઉસ્)

I wish to go there (આઈ વીશ્ ટુ ગો ધેર્) હું ત્યાં જવા ઇચ્છુંછું.

There are five chairs in my house (ધેર્ આર્ ફાઇવ્ ચૅર્સ્ ઈન્ માય્ હાઉસ્) મારા ઘરમાં પાંચ ખુરશીઓ છે.

I drink water from this river (આઈ ડ્રીંક્ વૉટર્ ફ્રૉમ્ ધીસ્ રીવર્) હું આ નદિમાંથી પાણી પીઉં છું.

---

## દિવસ ૨૭ મો.

### To be (ટુ બી) નાં રૂપો.

### વર્તમાનકાળ Present Tense.

| પુરૂષ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લો | I am (આઈ ઍમ્) હું છું | We are (ઉવી આર્) અમે છીયે |
| ૨ જો | Thou art (ધાઉ આર્ટ) તું છે | You are (યુ આર્) તમે છો. |
| ૩ જો | He is (હી ઈઝ્) તે છે | They are (ધે આર્) તેઓ છે. |

હું આવું છું I am coming (આઇ ઍમ્ કમીંગ્)

તે માણસ સારો છે. That Man is good (ધૅટ્ મેન્ ઇઝ્ ગુડ્)

તે સારો માણસ છે He is a good man (હી ઈઝ્ એ ગુડ્ મૅન્)

તેઓ બધા ગરિબ છે They are all Poor (ધે આર્ ઑલ પૂઅર્)

અમે પૈસાદાર નથી We are not rich (વી આર્ નૉટ્ રીચ્)

## To have ( ટુ હૅવ્ ) નાં રૂપો.

### વર્તમાનકાળ—Present Tense.

| પુરૂષ. | એકવચન. | | બહુવચન. | |
|---|---|---|---|---|
| ૧ લો | મારી પાસે છે | I have ( આઇ હૅવ્ ) | અમારી પાસે છે | We have ( વી હૅવ્ ) |
| ૨ જો | તારી પાસે છે | Thou hast ( ધાઉ હૅસ્ટ્ ) | તમારી પાસે છે | You have ( યુ હૅવ્ ) |
| ૩ જો | તેની પાસે છે. | He has ( હી હૅઝ્ ) | તેઓની પાસે છે | They have ( ધે હૅવ્ ) |

### વાકયો.

મારી પાસે એક સુંદર ચપ્પુ છે I have a nice penknife ( આઈ હૅવ્ એ નાઇસ્ પેન્ નાઇફ્ )

તેઓની પાસે કેટલીક સારી ચોપડીઓ છે. They have some good books ધે હૅવ્ સમ્ ગૂડ્ બૂક્સ્ )

તમારી પાસે કાંઇ ખાવાનું છે ? Have you anything to eat ? ( હૅવ્ યુ ઍનીથીંગ્ ટુ ઇટ્ )

મારી પાસે પાંચ ચિત્રો છે I have five pictures(આઈ હૅવ્ ફાઇવ્ પિકચર્સ્ )

તેની પાસે રવિવરમાનાં બે ચિત્રો છે. He has two pictures of Ravi Varma ( હી હૅઝ્ ટુ પિક્ચર્સ ઑફ્ રવિવર્મા )

મારી પાસે તમારી ટોપી નથી I have not your cap (આઈ હૅવ્ નૉટ્ યૉર્ કૅપ્)

તમારી પાસે સીસાપેન છે ? Have you a pencil ? (હૅવ્ યુ એ પેન્સીલ્ ?)

ઉપરનાં ટુ બી ( To be—થવું—હોવું ) નાં તથા To have ( ટું હૅવ્—ની પાસે હોવું ) નાં રૂપો ઘણાં ઉપયોગી છે માટે તેનાં તમામ રૂપો મોઢે કરવાં. કારણ કે વ્યાકરણમાં તે ઘણો ઉપયોગી ભાગ ભજવે છે. અત્યારે તો તમને ફક્ત તેનાંવર્તમાનકાળનાંજ રૂપો આપેલાં છે.

# દિવસ ૨૮ મો.

## શબ્દો—Words.

ફૂલ A flower ( એ ફ્લાવર્ ) n.
પતંગ A kite ( એ કાઇટ્ ) n.
ઉડાવવું To fly ( ટુ ફ્લાય્ ) v.
પ્યાલું A cup ( એ કપ્ ) n.
ચાહ Tea ( ટી ) n.
બંગડી A bangle ( એ બૅન્ગલ્ ) n.
જમણું Right ( રાઇટ્ ) a.
ડાબું. Left ( લેફ્ટ્ ) a.
ચીજ A thing ( એ થિંગ્ ) n.
કાંઈક Something ( સમ્ થિંગ્ ) n.
દૂર Far ( ફાર્ ) ad.
ઘણું Much ( મચ્ ) a.
આકાર Shape ( શેપ્ ) n.
હજુ સુધી Yet ( યટ્ ) n.
હાથો A handle ( એ હૅન્ડલ્ ) n.
પંખો A fan ( એ ફૅન્ ) n.
બાળક A baby ( એ બેબી ) n.
ધીમે રહીને Gently ( જેન્ટલી ) ad.
પાછળ Behind ( બીહાઇન્ડ્ ) Pre.
પડવું To fall ( ટુ ફૉલ્ ) v.
સામે In front ( ઇન્ ફ્રન્ટ્ ) Pre.
સહીસલામત Safe ( સેઇફ્ ) ad.

## વાક્યો—Sentences.

આ નાનો બાળક મ્હારો ભાઇ છે. This little baby is my brother (ધીસ્ લીટલ્ બેબી ઇઝ્ માય્ બ્રધર્)

તેનું નામ મનુ છે. His name is Manu (હીઝ્ નેઈમ્ ઇઝ્ મનુ)

હું મ્હારી પતંગ ઉડાવું છું અને મ્હારો ભાઈ જુએ છે. I fly my kite and my brother sees it (આઇ ફ્લાય્ માય્ કાઈટ્ ઍન્ડ્ માય્ બ્રધર સીઝ્ ઇટ્)

નાનાં બાળકની સાથે ધીમેથી બોલો Speak gently to little baby (સ્પીક્ જેન્ટલી ટુ લીટલ્ બેબી)

મારો ભાઇ ટેબલ્ ઉપર બેસે છે અને હું ખુરશી ઉપર બેસું છું My brother sits on the table and I sit on a chair માય્ બ્રધર સીટસ્ ઑન્ ધ ટેબલ્ ઍન્ડ્ આઇ સીટ્ ઑન્ એ ચૅર્)

મારા હાથમાં પંખો છે I have a fan in my hand (આઈ હૅવ્ એ ફૅન્ ઇન્ માય્ હૅન્ડ્)

આ છોકરો ડાબા હાથે લખે છે This boy writes with the left hand (ધીસ્ બૉય્ રાઇટસ્ વીથ્ ધી લેફ્ટ્ હૅન્ડ્)

આ ઘરની પાછળ નદિ છે. There is a river behind this house (ધૅર્ ઇઝ્ એ રીવર્ બીહાઇન્ડ્ ધીસ્ હાઉસ્)

પૃથ્વીનો આકાર ગોળ છે The shape of the earth is round (ધ શેપ્ ઑફ્ ધ અર્થ ઈઝ્ રાઉન્ડ્)

આ છોકરીના જમણા હાથમાં બે બંગડીઓ છે અને ડાબા હાથમાં ત્રણ છે. This girl has two bangles on her right hand and three on her left hand (ધીસ ગર્લ હૅઝ્ ટુ બૅન્ગલ્સ્ ઑન્ હર રાઈટ્ હૅન્ડ્ ઍન્ડ્ થ્રી ઑન્ હર્ લેફ્ટ્ હૅન્ડ્)

તેનું ઘર મારા ઘરની સામે છે His house is in front of my house
(હીઝ્ હાઉસ્ ઈઝ્ ઈન્ ફ્રન્ટ્ ઑફ્ માય્ હાઉસ્)
પેલાં મેજ ઉપર પાંચ ચોપડીઓ છે. There are five books on that table (ધૅર્ આર્ ફાઇવ્ બૂક્સ્ ઑન્ ધૅટ્ ટેબલ્)

## દિવસ ૨૯ મો.

કેરી A mango (ઍ મૅન્ગો) n.
સ્વાદ આપવો To taste (ટુ ટેસ્ટ્) v.
લાયક Fit (ફીટ્) a.
ચપ્પુ A penknife (એ પેનનાઇફ્) n.
ઘડવું To mend (ટુ મેન્ડ્) v.
શકવું Can (કૅન્) v.
સખ્ત Hard (હાર્ડ્) a.
જોઈએ Must (મસ્ટ્) v.
નરમ Soft (સૉફ્ટ્)
ગોવાળ A milkman (એ મિલ્ક્ મૅન્) n.
રેડવું To pour (ટુ પોર્)
ઘાસ Grass (ગ્રાસ) n.
દરરોજ Every day (એવરી ડે) a.
ઉપયોગ Use (યુસ્) n.
રાખવું To keep (ટુ કીપ્) v.
શિંગડાં Horns (હૉર્નસ્) n.
મીઠું Sweet (સ્વીટ્) a.
ઘડો-તાંબડી A pot (ઍ પૉટ્)
મજબુત Strong (સ્ટ્રૉન્ગ્) a.
વાળ Hair (હૅર) n.
જલ્દી Fast (ફાસ્ટ્) n.
લઈ જવું To carry (ટુ કૅરી)
કાળું Black (બ્લૅક્) a.
લીલું Green (ગ્રીન્)
ધોળું White (વ્હાઇટ્) a.
પીળું Yellow (યલો) a.
લાલ Red (રેડ્) a.
સખત Tight (ટાઇટ્) a.
જાણવું To know (ટુ નો) v.
માયાળુ Kind (કાઇન્ડ્) v.
ચોરવું To steal (ટુ સ્ટીલ્) v.
પૂછવું To ask (ટુ આસ્ક્) v.
વાપરવું To use (ટુ યુઝ્) v.
સાચું Truth (ટ્રુથ્) n.
બળદ A bullock (એ બુલક્) n.
ગાડું A cart (એ કાર્ટ્) n.
ખેંચવું To pull (ટુ પુલ્) v.

પૈડું A wheel (એ વ્હીલ્ ) n. શેરી A street ( એ સ્ટ્રીટ્ ) n.
દોરડું A rope ( એ રોપ્ ) n.

આ કેરી ખાવા લાયક નથી This mango is not fit to eat ( ધીસ્ મૅન્ગો ઇઝ્ નૉટ્ ફીટ્ ટુ ઈટ્ )

આ કેરી ઘણો સારો સ્વાદ આપે છે This mango tastes very nice ( ધીસ્ મૅન્ગો ટેસ્ટસ્ વેરી નાઈસ્ )

મારો ચપ્પુ ઘણો સુંદર છે My penknife is very nice ( માય્ પેનનાઇફ્ ઈઝ્ વેરી નાઈસ્ )

મારો ચપ્પુ સખ્ત પેનસીલ ઘડી શકતો નથી My penknife cannot mend a hard pencil ( માય્ પૅન્ નાઈફ્ કૅનનૉટ્ મેન્ડ્ એ હાર્ડ પેન્સીલ્ )

આપણે ત્યાં જઇ શકીશું નહીં We cannot go there ( વી કૅન્ નૉટ્ ગો ધૅર્ )

આ કલમ ઘણી સખત છે This pen is very hard ( ધીસ્ પેન્ ઇઝ્ વેરી હાર્ડ ).

આપણે વાંચતાં શીખવું જોઇએ We must learn to read ( વી મસ્ટ્ લર્ન ટુ રીડ્ )

આપણે લખતાં શીખવું જોઈએ We must learn to write (વી મસ્ટ્ લર્ન ટુ રાઈટ્ )

આપણે લખતાં અને વાંચતાં શીખવુ જોઇએ We must learn to read and write ( વી મસ્ટ્ લર્ન ટુ રીડ્ ઍન્ડ્ રાઇટ્ )

ગોવાળીઓ અહીં દરરોજ આવે છે The milkman comes here every-day ( ધ મીલ્ક્મૅન્ કમ્સ્ હીઅર્ એવરી ડે )

આ ગોવળીળીઓ આપણી ગાય દુહે છે This milkman milks our cow ( ધીસ્ મીલ્ક્મૅન્ મીલ્કસ્ અવર્ કાઉ )

આપણી ગાય ઘણું દૂધ આપે છે Our cow gives much milk ( અવર્ કાઉ ગીવ્ઝ્ મચ્ મીલ્ક્ )

આ માણસ મ્હારા પિતાને સારી રીતે ઓળખે છે This man knows my father well ( ધીસ્ મૅન્ નોઝ્ માય્ ફાધર્ વેલ્ )

અમારી ગાયો લીલું ઘાસ ખાય છે Our cows eat green grass ( અવર્ કાઉઝ્ ઇટ્ ગ્રીન્ ગ્રાસ )

તે ઘડામાં દૂધ રેડે છે He pours the milk into the pot ( હી પોર્સ ધ મીલ્ક્ ઇન્ટુ ધી પૉટ્ )

આ દૂધનો ઉપયોગ કરસો નહીં તે સારૂં નથી Do not make use of this milk, it is not good ( ડુ નૉટ્ મેક્ યુસ્ ઑફ્ ધીસ્ મિલ્ક્, ઇટ્ ઇઝ્ નૉટ્ ગુડ્ )

આ દૂધ ઘણું મીઠું છે This milk is very sweet ( ધીસ્ મીલ્ક્ ઇઝ્ વેરી સ્વીટ્ )

આ ગાયને અહીં થોડા દિવસ રાખો Keep this cow here for a few days ( કીપ્ ધીસ્ કાઉ હીઅર્ ફૉર્ એ ફ્યુ ડે ઇઝ્ )

આ ઘોડો ઘણો મજબુત છે This horse is very strong ( ધીસ્ હૉર્સ ઇઝ્ વેરી સ્ટ્રૉંગ્ )

પેલા બળદો એટલા મજબૂત નથી Those bullocks are not so strong ( ધોઝ્ બુલક્સ્ આર્ નૉટ્ સો સ્ટ્રૉંગ્ )

હું આ માણસનું નામ જાણું છું I know the name of this man ( આઈ નો ધ નેઈમ્ ઑફ્ ધીસ્ મૅન્ )

તમે ક્યાં રહો છો ? Where do you live ? ( વ્હેર્ ડુ યુ લીવ્ ? )

મ્હારૂં નામ મગનલાલ છે My name is Maganlal ( માય્ નેઇમ્ ઈઝ્ મગનલાલ

આ ખેંચો અને ગાડું ચાલશે Pull this and the cart will go ( પુલ્ ધીસ્ ઍન્ડ્ ધી કાર્ટ વીલ્ ગો )

અમે આ કલમ વાપરીએ છીએ We use this pen ( વી યુઝ્ ધીસ્ પેન્ )

આ ગાડાંને ચાર પૈડાં છે This cart has four wheels ( ધીસ્ કાર્ટ હેઝ્ ફોર વ્હીલ્ઝ્ )

ઘોડો શેરીમાં ઉભો છે The horse is standing in the street ( ધી હૉર્સ ઈઝ્ સ્ટેન્ડીંગ્ ઈન્ ધી સ્ટ્રીટ્ )

આ દોરડું ઘણું સખત છે This rope is very tight ( ધીસ્ રોપ્ ઈઝ્ વેરી ટાઈટ્ )

સાચું બોલો અને તમે સુખી થશો Tell the truth and you will be happy ( ટેલ્ ધી ટ્રુથ્ ઍન્ડ્ યુ વીલ્ બી હૅપી )

આ બળદોને શીંગડાં નથી These bullocks have no horns ( ધીઝ્ બુલકસ્ હૅવ્ નો હૉર્નસ્ )

ઘોડાને શીંગડાં નથી The horse has no horns ( ધ હૉર્સ હૅઝ્ નો હૉર્નસ્ )

અમારા બળદોને ઘણાં મોટાં શીંગડાં છે Our bullocks have very large horns ( અવર્ બુલકસ્ હૅવ્ વેરી લાર્જ હૉર્નસ્ )

ગરીબ માણસો તરફ માયાળુ બનો Be kind to poor men ( બી કાઇન્ડ્ ટુ પુઅર્ મેન્ )

Do you know English ? ( ડુ યુ નો ઇંગ્લીશ્ ) તમે અંગ્રેજી જાણો છો ?

Does he come with you ? ( ડઝ્ હી કમ્ વીથ્ યુ ) તે તમારી સાથે આવે છે ?

Does my father know you ? ( ડઝ્ માય્ ફાધર્ નો યુ ? ) મ્હારા પિતા તમને ઓળખે છે ?

My cap is red and your cap is yellow ( માય્ કૅપ્ ઇઝ્ રેડ્ ઍન્ડ્ યૉર્ કૅપ્ ઇઝ્ યલો ) મારી ટોપી લાલ છે અને તમારી ટોપી પીળી છે.

Naran is a good boy but he does not come to play with us (નારણ ઇઝ્ એ ગૂડ્ બૉય્ બટ્ હી ડઝ્ નૉટ્ કમ્ ટુ પ્લે વીથ્ અસ્)

Do not steal anything ( ડુ નૉટ્ સ્ટીલ્ ઍનીથીંગ્ ) કાંઈ ચોરો નહી.

This coat is white ( ધીસ્ કોટ્ ઇઝ્ વ્હાઈટ્ ) આ કોટ સફેદ છે.

He asks his father to go to Surat ( હી આસ્કસ્ હીઝ્ ફાધર્ ટુ ગો ટુ સુરત ) તે તેના બાપને સુરત જવાનું પૂછે છે.

My hair is white (માય્ હૅર્ ઈઝ્ વ્હાઈટ્ ) મ્હારા વાળ સફેદ છે.

Your coat is black ( યાર્ કોટ્ ઇઝ્ બ્લેક્ ) તમારો ડગલો કાળો છે.

This horse runs very fast ( ધીસ્ હૉર્સ રન્સ્ વેરી ફાસ્ટ્ ) આ ઘડો ઘણો જલ્દી દોડે છે.

There is no much water in this river ( ધૅર ઈઝ્ નો મચ્ વૉટર્ ઇન્ ધીસ્ રીવર્.

---

## પાઠ ૩૦ મો.

સુંદર Beautiful ( બ્યુટીફુલ્ )
પાઘડી A turban ( એ ટર્બન્ ) n.
સદ્ગૃહસ્થ A gentleman ( એ જેન્ટલ્મૅન્ ) n.
ચામડું Leather ( લેધર્ ) n.
કોથળી A bag ( એ બૅગ્ ) n.
ચામડાની કોથળી A leather bag ( એ લેધર્ બૅગ્ )
પહેરવું To put on ( ટુ પુટ્ ઑન્ ) v.
પહેરેલો છે Has put on ( હૅઝ્ પુટ્ ઑન્ ) v.
ગાડી A carriage ( એ કેરેજ્ ) n.
પૂલ A bridge ( એ બ્રીજ્ ) n.
દિકરો A son ( એ સન્ ) n.
દિકરી A daughter ( એ ડૉટર્ ) n.
કહીને બોલાવવું To call ( ટુ કૉલ્ ) v.
કાકો–મામો–માસો–ફુવો An uncle ( ઍન્ અંકલ્ ) n.

કાકી-મામી-માસી-ફોઇ An Aunt ( ઍન્ આન્ટ્ )

બીજી બાજુએ On the other side of (ઑન્ ધી અધર્ સાઇડ્આફ્ )

બંગલો A bunglow ( એ બંગ્લો ) n.

રેલ્વેનું મથક A Railway Station ( એ રેલ્વે સ્ટેશન્) n.

મુંબઇ Bombay ( બૉમ્બે ) n.

બાઈ A lady ( એ લેડી ) n.

બંગડી A bangle ( એ બૅન્ગલ્ ) n.

એરીંગ An earring (ઍન્ ઇઅરરીંગ્ ) n.

કંઠી A necklace ( ઍ નેક્લેસ્ ) n.

સોનું Gold ( ગોલ્ડ્ ) n.

ઘરેણું An ornament ( ઍન્ ઑર્નામેન્ટ્ )

રેશમ Silk ( સીલ્ક્ ) n.

સાડી A Saree ( એ સારી ) n.

ની બનેલી છે Is made of ( ઈઝ્ મૅડ્ ઑફ્ )

છત્રી An umbrella ( ઍન્ અમ્બ્રેલા ) n.

કારણ કે Because (બી કૅાઝ્ ) conj.

સીધા Directly ( ડીરેક્ટલી ) ad.

ગયાં હતાં Had gone ( હૅડ્ ગૅાન્ ) v.

બે દિવસ પહેલાં Two days back ( ટુ ડેઈઝ્ બૅક્ )

વારવાર Often ( ઑફ્ન્ ) ad.

આ ગાડી તરફ જુઓ. તે કેવી સુંદર દેખાય છે? ઘોડો કેવો ઝડપથી દોડે છે? તે ઘણો સારો ઘોડો છે. એક સદ્ગૃહસ્થ તેમાં બેઠા છે. તેના માથા ઉપર એક લાલ પાઘડી છે. તેણે એક કાળો ડગલો પહેરેલો છે. જમણા હાથમાં એક સોટી છે અને તેની સામે એક ચામડાની કોથળી છે. તે એક પૈસાદાર માણસ છે. ડાબા હાથ ઉપર બેઠેલી બાઇ તેની સ્ત્રી છે. તેણીએ એક સુંદર રેશમી સાડી પહેરેલી છે તેણીએ પોતાના હાથમાં સોનાની બંગડીઓ અને

કાનમાં એરીંગો પેહરેલાં છે. તેણીનાં હાથમાં એક સુંદર છત્રી છે. જ્યારે તાપ પડે છે ત્યારે તેણી તે ઉઘાડે છે. તેઓ બન્ને આ ગાડીમાં તેમના બંગલે જાય છે. તેમનો બંગલો નદીની પેલી બાજુએ છે. અત્યારે તેઓ રેલ્વે સ્ટેશનથી સીધા આવે છે. બે દિવસ ઉપર તેઓ મુંબઈ ગયા હતા. તે સદ્ ગૃહસ્થને હું ઘણી સારી રીતે ઓળખું છું તે મ્હારા પિતાના મિત્ર છે. મ્હારા પિતા તેમને બહુ ચ્હાય છે. હું તેમને કાકા કહું છું. તેમને બે દિકરા અને એક દિકરી છે. તેના બન્ને દિકરા અંગ્રેજી શીખે છે. એકનું નામ મનુ અને બીજાનું નાગ રમણ છે. તેમની સ્ત્રી પણ ઘણી માયાળું છે. જ્યારે હું તેણીને બંગલે જાઉં છું ત્યારે તેણી મને કાંઈક મીઠું ખાવાને આપે છે. તેણી મ્હારી માને બ્હેન કહે છે અને હું તેણીને માસી કહું છું. તેણીના બંગલાની આસપાસ એક સુંદર બગીચો છે અને તેમાં બેસવાને કેટલીક નાની પાટલીઓ પણ છે. હું મનુની સાથે રમવાને ત્યાં ઘણી વાર જાઉં છું. મનુ મહારી નિશાળે આવે છે અને પોતાના પાઠ સારી રીતે વાંચે છે.

Look at this carriage. How fine it looks ? How fast is the horse running ? It is a very good horse. A gentleman is sitting in it. He has a red turban He has put on a black coat on his head He has a stick in his right hand and there is a leather bag in front of him. He is a rich man. The lady sitting on his left hand side is his wife. She has put on a beautiful Saree made of silk. She has put gold bangles on her hands and earrings in her ears. She has a fine umbrella in her hand: When it is hot she opens it. They both are going in this carriage to their bunglow. Their bunglow is on the other side of the river Now they come directly from the Railway Station. They had gone to Bombay two days back. I know the gentleman very well

He is a friend of my father. My father loves him very much. I call him uncle. He has two sons and one daughter. Both his sons learn English. The name of one is cap anu and the name of the other is Raman. His wife also is very kind. When I go to her bunglow she gives me something to eat. She calls my mother sister; and I call her aunt. There is a fine garden round her bunglow and there are some small benches also to sit on. I often go there to play with Manu. Manu comes to my school and he reads his lessons well,

ઉપરનો વાંચન પાઠ છે માટે તેને ઓછામાં ઓછો છ વખત સારા ઉચ્ચારો કરીને ઉંચેથી વાંચી જવો. પાઠને વધારે વખત વાંચવાથી ઉચ્ચારો સુધરે છે, વાંચવાની ઝડપ આવે છે અને સમજણ પણ તુરત પડી જાય છે.

---

## દિવસ ૩૧ મો.

### ભૂતકાળ—Past Tense ( પાસ્ટ ટેન્સ )

ક્રિયાપદનો ભૂતકાળ કરવામાં સામાન્ય રીતે ક્રિયાપદને પ્રત્યય લગાડવામાં આવે છે. જેમકે:—

To Jump ( ટુ જમ્પ્ ) કૂદવું—Jumped ( જમ્પ્ડ્ ) કૂદયો.

To Wish ( ટુ વીશ્ ) ઇચ્છવું—Wished ( વીશ્ડ્ ) ઇચ્છયું.

To Wash ( ટુ વૉશ્ ) ધોવું—Washed ( વૉશ્ડ્ ) ધોયું

To Work ( ટુ વર્ક ) કામ કરવું—Worked ( વર્ક્ડ્ ) કામ કર્યું.

To cook ( ટુ કૂક્ ) રાંધવું—Cooked ( કૂક્ડ્ ) રાંધ્યું.

To fix ( ટુ ફીક્સ્ ) બરોબર ગોઠવવું-fixed (ફીક્સ્ડ્) બરોબર ગોઠવ્યું.

To rush ( ટુ રશ્ ) ધસવું—Rushed ( રશ્ડ્ ) ધસ્યો.
To pray ( ટુ પ્રે ) પ્રાર્થના કરવી—Prayed ( પ્રેઇડ્ ) પ્રાર્થના કરી.
To look ( ટુ લુક્ ) જોવું—Looked ( લુક્ડ્ ) જોયું.

સૂચના:—ક્રિયાપદને છેડે 'e' હોય તેને "ed" નહીં લાગતાં માત્ર "d" જ લાગે છે જેમકે;—love-loved ઈત્યાદિ.

ઉપર પ્રમાણે ભૂતકાળની માફક અંગ્રેજીમાં ભૂત કૃદંતનાં રૂપો પણ બને છે. 'ed' લગાડીને જેમ ભૂતકાળનું રૂપ બને તેમજ ભૂત કૃદંતનું રૂપ પણ બને છે. આવાં ક્રિયાપદો કે જેનો ભૂતકાળ અને ભૂત કૃદંત ધાતુને 'ed' પ્રત્યય ઉમેરવાથી થાય છે તેમને નિયમિત ( Regular રેગ્યુલર ) ક્રિયાપદો કહેવાય છે. પણ કેટલાંક ક્રિયાપદોના ભૂતકાળ અને કૃદંતનાં રૂપો કરવામાં ખાસ શબ્દજ ફેરવી નાખવો પડે છે તેને અનિયમિત ( Irregular ઇરૂરેગ્યુલર્ ) ક્રિયાપદો કહેવાય છે. આવાં ક્રિયાપદો તમામ નીચે આપ્યાં છે માટે તે તમારે મોઢે કરી લેવા. તેમાં જોડણીનો કાંઇ નિયમ નથી માટે ગોખીનેજ મોઢે કરવાં.

## અનિયમિત ક્રિયાપદોના ભૂત અને ભૂત કૃદંતના રૂપો

| વર્તમાનકાળ.<br>Present tense. | ભૂતકાળ.<br>Past tense | ભૂતકૃદંત.<br>Past participle. |
|---|---|---|
| મેળવવું<br>To get ( ટુ ગેટ્ ) | મેળવ્યું<br>Got( ગૉટ્ ) | મેળવેલું<br>Got ( ગૉટ્ ) |
| બંદુકથી મારવું<br>To shoot( ટુ શૂટ્ ) | બંદુકથી માર્યું<br>Shot ( શૉટ્ ) | બંદુકથી મારેલું<br>Shot ( શૉટ્ ) |
| પૂંજો કાઢવો<br>To sweep ( ટુ સ્વીપ્ ) | પૂંજો કાઢયો<br>Swept ( સ્વેપ્ટ્ ) | પૂંજો કાઢેલો<br>Swept ( સ્વેપ્ટ્ ) |
| રડવું<br>To weep ( ટુ વીપ્ ) | રડયું<br>Wept ( વેપ્ટ્ ) | રડેલું<br>Wept ( વેપ્ટ્ ) |

| | | |
|---|---|---|
| ઊંઘવું | ઊંઘ્યું | ઊંઘેલું |
| To Sleep ( ટુ સ્લીપ્ ) | Slept ( સ્લેપ્ટ્ ) | Slept ( સ્લેપ્ટ્ ) |
| છોડવું | છોડ્યું | છોડેલું. |
| To leave ( ટુ લીવ્ ) | Left ( લેફ્ટ્ ) | Left ( લેફ્ટ્ ) |
| ટાંગવું | ટાંગ્યું | ટાંગેલું |
| To hang ( ટુ હૅન્ગ્ ) | Hung ( હંન્ગ્ ) | Hanged-hung ( હૅંગ્ડ્ ) ( હન્ગ્ ) |
| સાંભળવું | સાંભળ્યું | સાંભળેલું |
| To hear ( ટુ હીઅર ) | Heard ( હર્ડ્ ) | Heard ( હર્ડ્ ) |
| મૂકવું | મૂક્યું | મૂકેલું |
| To lay ( ટુ લે ) | Laid ( લેઈડ્ ) | Laid ( લેઇડ્ ) |
| કહેવું | કહ્યું | કહેલું |
| To say ( ટુ સે ) | Said ( સેઇડ્ ) | Said ( સેઈડ્ ) |
| કોઈને કહેવું-કહેવું | કહ્યું | કહેલું |
| To tell ( ટુ ટેલ ) | Told ( ટોલ્ડ્ ) | Told ( ટોલ્ડ્ ) |
| વેચવું | વેચ્યું | વેચેલું |
| To sell ( ટુ સેલ ) | Sold ( સોલ્ડ્ ) | Sold ( સોલ્ડ્ ) |
| સૂઇ રહેવું | સૂઈ રહ્યું | સૂઇ રહેલું |
| To lie ( ટુ લાઇ ) | Lay ( લે ) | Lain ( લેઈન ) |
| ખોવું | ખોયું | ખોએલું |
| To lose ( ટુ લૂઝ્ ) | Lost ( લૉસ્ટ્ ) | Lost ( લૉસ્ટ્ ) |
| વાગવું-વગાડવું | વાગ્યું-વગાડ્યું | વાગેલું-વગાડેલું |
| To ring ( ટુ રીંગ્ ) | Rang ( રૅન્ગ્ ) | Rung ( રન્ગ્ ) |
| ડંખવું | ડંખ્યું | ડંખેલું |
| To Sting ( ટુ સ્ટીંગ્ ) | Stung ( સ્ટન્ગ્ ) | Stung ( સ્ટન્ગ્ ) |

છોકરો કેરી લેવાને કૂદયો The boy jumped to get the mango ( ધ બૉય્ જમ્પ્ડ્ ટુ ગેટ્ ધી મૅન્ગો )

તેણે મારી સાથે રહેવા ઇચ્છયું He wished to stay with me (હી વીશ્ડ્ ટુ સ્ટે વીથ મી)
તેણે પોતાના હાથ ધોયા He washed his hands (હી વૉશ્ડ્ હીઝ્ હૅન્ડઝ્)
મેં આખો દિવસ શ્રમ કર્યું I worked for the whole day (આઇ વર્ક્ડ્ ફૅાર્ ધી હોલ્ ડે)
તમારા માટે કોણે રાંધ્યું? Who cooked for you? (હુ કૂક્ડ્ ફૅાર્ યુ?)
અમે રમત જોવાને આગળ ધસ્યા We rushed forward to see the play (વી રશ્ડ્ ફૅાર્વર્ડ્ ટુ સી ધી પ્લે)
છોકરાઓ બે કલાક સુધી રમ્યા The boys played for two hours (ધ બૉય્ઝ્ પ્લેડ્ ફૅાર્ ટુ અવર્સ્)
અમે ગાડીમાં જોયું પણ કોઇ દીઠું નહીં. We saw into the train but saw no one (વી સૅા ઇન્ટુ ધી ટ્રેન્ બટ્ સૅા નો વન્)
મેં આજે સવારે એક કલાક સુધી પ્રાર્થના કરી I prayed for one hour this morning (આઇ પ્રેઈડ્ ફૅાર્ વન્ અવર્ ધીસ્ મૉર્નિંગ્)

---

# દિવસ ૩૨ મો.

## ભૂતકાળ અને ભૂત કૃદંતનાં રૂપો ચાલુ.

| સામાન્ય રૂપ | ભૂતકાળનું રૂપ | ભૂતકૃદંતનું રૂપ. |
|---|---|---|
| જોવું | જોયું | જોએલું |
| To see (ટુ સી) | Saw (સૅા) | Seen (સીન્) |
| દેખાડવું | દેખાડયું | દેખાડેલું |
| To show (ટુ શો) | Showed (શોઙ્ડ્) | Shown (શોઙ્ન્) |
| ચળકવું | ચળકયું | ચળકેલું |
| To shine (ટુ શાઇન્) | Shone (શૅાન્) | Shone (શૅાન્) |

| બૂડવું-બૂડાડવું | બૂડ્યું-બૂડાડયું | બૂડેલું-બૂડાડેલું |
| --- | --- | --- |
| To sink ( સીન્ક્ ) | Sank ( સૅન્ક્ ) | Sunk ( સન્ક્ ) |
| બેસવું | બેઠો | બેઠેલો |
| To sit ( ટુ સીટ્ ) | Sat ( સૅટ્ ) | Sat ( સૅટ્ ) |
| જીતવું | જીત્યું | જીતેલું |
| To win ( વીન્ ) | Won ( વન્ ) | Won ( વન્ ) |
| વાસ આવવી | વાસ આવી | વાસ આવેલી |
| To smell ( ટુ સ્મૅલ્ ) | Smelt( સ્મેલ્ટ્ ) | Smelt ( સ્મેલ્ટ્ ) |
| બળવું-બાળવું | બળ્યું-બાળ્યું | બળેલું-બાળેલું |
| To burn ( ટુ બર્ન્ ) | Burnt [ બર્ન્ટ ) | Burnt (બર્ન્ટ ) |
| ચોરવું | ચોર્યું | ચોરેલું |
| To steal ( ટુ સ્ટીલ્ ) | Stole ( સ્ટોલ્ ) | Stolen ( સ્ટોલન્ ) |
| મારવું | માર્યું | મારેલું |
| To strike ( ટુ સ્ટ્રાઇક્ ) | Struck ( સ્ટ્રક્ ) | Struck ( સ્ટ્રક્ ) |
| પ્રયત્ન કરવો | પ્રયત્ન કર્યો | પ્રયત્ન કરેલો |
| To strive ( ટુ સ્ટ્રાઈવ્ ) | Strove ( સ્ટ્રોવ ) | Striven ( સ્ટ્રીવન્ ) |
| સમ ખાવા | સમ ખાધા | સમ ખાધેલા |
| To swear ( ટુ સ્વેર્ ) | Swore ( સ્વોર્ ) | Sworn (સ્વોર્ન ) |
| વિચારવું-જાણવું. | વિચાર્યું-જાણ્યું | વિચારેલું-જાણેલું |
| To think ( ટુ થીંક્ ) | Thought ( થૉટ્ ) | Thought |
| આબાદ થવું | આબાદ થયું | આબાદ થએલું |
| To thrive ( ટુ થ્રાઇવ્ ) | Throve ( થ્રોવ્ ) | Thriven (થ્રીવન્ ) |
| સમજવું | સમજ્યું | સમજેલું |
| To understand ( ટુ અન્ડરસ્ટૅન્ડ ) | Understood ( અન્ડ સ્ટૂડ ) | Understood ( અન્ડ સ્ટૂડ ) |

| માથે લેવું | માથે લીધું | માથે લીધેલું |
| --- | --- | --- |
| To undertake | Undertook | Undertaken |
| ( ટુ અન્ડર્ ટેક ) | ( અન્ડર્ ટૂક ) | (અન્ડર ટેકન ) |
| થવું | થયું | થએલું |
| To become( ટુ બીકમ્ ) | Became ( બીકેમ્ ) | Become(બીકમ્ ) |

સૂચના:—પૂરી થએલી ક્રીયા બતાવવાને પૂર્ણ વર્તમાન કાળનું રૂપ વપરાય છે. પૂર્ણ વર્તમાન કાળ એટલે વર્તમાન કાળમાં અમુક ક્રીયા પુરી થએલી છે. જેમકે:—'હું આવ્યો છું.' એટલે કે મ્હારા આવવાની ક્રિયા પુરી થઈ ગઇ છે. 'મેં ખાધું છે' એટલે મારા ખાવાની ક્રિયા પુરી થઇ ગઈ છે. તેવીજ રીતે અંગ્રેજીમાં પૂર્ણ વર્તમાન

Perfect Present Tense ( પર્ફેક્ટ્ પ્રેઝન્ટ્ ટેન્સ્ ) કરવાને **ભૂતકૃદંતની પહેલાં To have ( ટુ હૅવ )નું રૂપ વપરાય છે. જેમકે:—**

હું આવેલો છું I have come ( આઈ હૅવ્ કમ્ )

તેણે ખાધું છે He has eaten ( હી હૅઝ્ ઇટન્ )

તે ઉંઘ્યો છે He has slept

તેણીએ ઓરડો વાળ્યો છે. She has swept the room ( શી હૅઝ્ સ્વેપ્ટ્ ધી રૂમ્ )

અમે સ્ટેશનેથી આવ્યા છીએ We have come from the Station ( વી હૅવ્ કમ્ ફ્રૉમ્ ધી સ્ટેશન્ )

તેઓ તે ચોપડી શીખ્યા છે They have learnt that book. ( ધે હૅવ્ લર્ન્ટ ધૅટ્ બૂક્ )

ઉપરનાં તમામ વાકયોમાં તમે જોશો કે ભુત કૃદંતનાં રૂપની પહેલાં To have નું રૂપ વાપરવાથી પૂર્ણ વર્તમાન કાળ Present Perfect Tense ( પ્રેઝન્ટ્ પર્ફેક્ટ્ ટેન્સ્ ) બને છે.

નીચેનાં વાકયોમાં ભૂતકાળ વાળાં પણ વાકયો તમે જોશો અને કેટલાંક વાકયો પૂર્ણ વર્તમાન કાળનાં પણ જોશો.

આ ગોવાળીએ આજે ઘણું દૂધ પીધું This milkman drank much milk to day. ( ધીસ્ મીલ્કમૅન ડ્રૅન્ક્ મચ્ મીલ્ક્ )

મેં તેને મારી ટોપી લાવવાનું કહ્યું I told him to bring my cap ( આઇ ટોલ્ડ્ હીમ્ ટુ બ્રીંગ્ માય્ કૅપ્ )

મેં પાણી પીધું છે I have drunk water ( આઈ હૅવ્ ડ્રન્ક્ વૅાટર્ )

આજે સુરજ ૬ વાગ્યે ઉગ્યો The sun rose at six O'clock to-day ( ધ સન્ રોઝ્ એટ્ સીક્સ્ ઑક્લોક્ ટુ ડે )

ઉઠો ઉઠો સુરજ ઉગેલો છે Get up get up the sun has risen (ગેટ્ અપ્ ગેટ્ અપ્ ધી સન્ હઝ્ રીઝન્)

ગઈ કાલે હું બહુ મોડો ઉઠયો I got up very late yesterday ( આઇ ગૅાટ્ અપ્ વેરી લેઇટ્ યસ્ટર્ડે )

તે ઝાડ ઉપરથી નીચે પડયો He fell down from the tree ( હી ફેલ્ ડાઉન્ ફ્રૅામ્ ધી ટ્રી )

તેણે ચાહનુ પ્યાલું ફેંકી દીધું He threw away the cup of tea ( હી થ્રુ અવે ધી કપ્ ઑાફ્ ટી)

અમે ઝાડ હલાવ્યું અને કેટલીક કેરીઓ નીચે પડી We shook the tree and some mangoes fell down ( વી શૂક્ ધી ટ્રી ઍન્ડ સમ્ મૅન્ગોઝ્ ફેલ્ ડાઉન્ )

મ્હારો નાનો ભાઇ ઘોડા પરથી પડયો My younger brother fell off a horse ( માય્ યન્ગર બ્રધર ફેલ્ ઑાફ્ એ હૉર્સ )

પક્ષીઓ ઉડી ગયાં The birds flew away ( ધી બર્ડ્ઝ્ ફ્લ્યુ અવે )

કોઇએ મ્હારા ખીસ્સામાંથી પાંચ રૂપીઆ ચોરી લીધા Some one stole five rupees from my pocket ( સમ્ વન્ સ્ટોલ્ ફાઈવ્ રૂપીઝ્ ફ્રૅામ્ માય્ પૅાકેટ્ )

મ્હારા મિત્રે ઇનામ મેળવ્યું છે My friend has got the prize ( માય્ ફ્રૅન્ડ્ હૅઝ્ ગૅાટ ધી પ્રાઇઝ્ )

અમે દસ ફળો ખાધાં We ate ten fruits ( વી એટ્ ટેન્ ફ્રુટ્સ્ )

# દિવસ ૩૩ મો.

ઇનામ Prize ( પ્રાઇઝ્ ) n.
અઠવાડીયું A week ( એ વીક્ ) n.
છાપરૂં A roof ( એ રૂફ્ ) n.
તાળું A lock ( એ લૉક્ ) n
મુરઘી A hen ( એ હેન્ ) n.
ઈંડું An egg ( એન્ એગ્ ) n.
લુગડાં clothes ( ક્લોધ્ઝ્ ) n.
પુસ્તકશાળા A library ( એ લાયબ્રેરી ) n.
માંદું Sick ( સીક્ ) a.
પથારી A bed ( એ બેડ્ ) n.
જગા Place ( પ્લેસ્ ) n.
હાથ Hand ( હૅન્ડ્ ) n.
વૈદ્ય A physician ( એ ફીઝીશ્યન્ ) n.
મજુર A labourer ( એ લેબરર ) n.
માળો A nest ( એ નેસ્ટ્ )
બત્તી Light ( લાઈટ્ ) n.
ધુમાડો Smoke ( સ્મોક્ ) n.
પર્વત A mountain ( એ માઉન્ટન્ ) n.
ચોર A thief ( એ થીફ્ ) n.
વહેવું To flow ( ટુ ફ્લો ) v.
લુંટારો A robber ( એ રોબર્ ) n.
આળસુ Idle-lazy ( આઇડલ્-લેઝી ) a.
આજરાત્રે To night ( ટુ નાઇટ્ ) ad.

નિયમઃ—વાકયમાં ઠેકાણું બતાવનાર શબ્દ સ્પષ્ટ કે અધ્યાહાર હોય

અને હો ધાતુનું રૂપ મુખ્ય ક્રિયાપદ હોય તો વાકયની શરૂઆતમાં There (ધેર–ત્યાં) વપરાય છે. જેમકે:—

મેજ ઉપર ચોપડી છે There is a book on the table (ધેર ઇઝ્ એ બુક્ ઓન્ ધી ટેબલ)

તેના માથા ઉપર પાઘડી છે There is a turban on his head (ધૅર્ ઇઝ્ એ ટર્બન્ ઑન્ હીઝ્ હેડ્)

મારા ખીસામાં પાંચ રૂપીયા છે There are five rupees in my pocket (ધેર્ આર્ ફાઈવ્ રૂપીઝ્ ઇન્ માય્ પૉકેટ્)

આ શેરીમાં ઘણા કૂતરા છે There are many dogs in this street (ધૅર્ આર્ મેની ડૉગ્ઝ્ ઇન્ ધીસ્ સ્ટ્રીટ્)

મારા ઘરમાં છ માણસો છે There are six men in my house (ધેર્ આર્ સીક્સ્ મેન્ ઇન્ માય્ હાઉસ્)

આ ઘરમાં ચોર છે There is a thief in this house (ધૅર્ ઇઝ્ એ થીફ્ ઇન્ ધીસ્ હાઉસ્)

અઠવાડીયાંના સાત દિવસ છે There are seven days in a week (ધૅર્ આર્ સેવન્ ડેઝ્ ઇન્ એ વીક્)

અમે સાંભળીએ છીએ કે તે એક સારો માણસ છે. We hear that he is a good man (વી હીઅર્ ધૅટ્ હી ઇઝ્ એ ગુડ્ મેન્)

ટેબલ ઉપર તાળું છે. There is a lock on the table (ધૅર્ ઇઝ્ એ લૉક્ ઑન્ ધી ટેબલ)

હું સવાર સૂધી સૂઈ રહ્યો I slept till morning (આઈ સ્લેપ્ટ્ ટીલ્ મૉર્નિંગ્)

અયોધ્યામાં ઘણાં વાંદરા છે. There are many monkeys in Ayodhya (ધૅર્ આર્ મેની મન્કીઝ્ ઇન્ અયોધ્યા)

મેં તેનું ઘર જોએલું છે I have seen his house (આઈ હૅવ્ સીન્ હીઝ્ હાઉસ્)

મેં વૈદ્યને મારો હાથ બતાવ્યો I showed my hand to the physician ( આઈ શોવ્ડ્ માય્ હૅન્ડ્ ટુ ધી ફીઝીશ્યન્)
મારા નોકરે ઘોડો ખોયો છે. My servant has lost the horse ( માય્ સર્વન્ટ્ હૅઝ્ લૉસ્ટ્ ધી હોર્સ )
તેણે ખૂબ ખાધું છે He has eaten much ( હી હૅઝ્ ઇટન્ મચ્ )
કીશોરદાસને મ્હારો ભાઈ સારી રીતે ઓળખે છે. My brother knows Kishordas well ( માય્ બ્રધર્ નોઝ્ કીશોરદાસ્ વેલ્ )
તમારા કાકા ક્યાં છે Where is your uncle ? ( વ્હેર્ ઇઝ્ યૅાર્ અન્કલ્ ?)
તે હાલમાં ગોધરે છે He is at Godhra now ( હી ઇઝ્ એટ્ ગોધરા નાઉ)
તમારે તેમનું શું કામ છે ? What have you to do with him ? ( વૅાટ્ હૅવ્ યુ ટુ ડુ વીથ્ હીમ ? )
તે મારા ભાઇના મિત્ર છે He is a friend of my brother ( હી ઇઝ્ એ ફ્રેન્ડ્ ઓફ્ માય્ બ્રધર )
વસંત હાલમાં ક્યાં છે ? Where is Vasant now ? (વ્હેર્ ઇઝ્ વસંત નાઉ ?)
તે નવસારીમાં ડૉક્ટર છે. He is a doctar at Navsari ( હી ઇઝ્ એ ડૉક્ટર એટ્ નવસારી )
આ ઘરનું તાળું ક્યાં છે ! Where is the lock for this house ? (વ્હેર્ ઇઝ્ ધી લૅાક્ ફોર ધીસ્ હાઉસ્ ?)
હું તે લાયબ્રેરીમાં પુસ્તકો વાંચવાને દરરોજ જાઉં છું. I every day go to that library to read books ( આઈ એવરી ડે ગો ટુ ધૅટ્ લાયબ્રેરી ટુ રીડ્ બુક્સ )

---

This is your bed (ધીસ્ ઇઝ્ યૅાર બેડ્ ) આ તમારી પથારી છે
This river flows from the Himalaya mountain ( ધીસ્ રીવર્ ફ્લોવ્ઝ્ ફ્રોમ્ ધી હીમાલય માઉન્ટન્) આ નદી હીમાલય પર્વતમાંથી વહે છે.
A thief came in our street to night ( એ થીફ્ કેઈમ્ ઇન અવર્ સ્ટ્રીટ ટુ નાઇટ્ ) એક ચોર આજ રાત્રે અમારી શેરીમાં આવ્યો.

# દિવસ ૩૪ મો.

## A an *and* the ( એ એન-અને ધી. )

અંગ્રેજીમાં વાતચીત કરવામાં અને અંગ્રેજી લખવામાં વ્યંજનવાળા **ઉચ્ચારથી** શરૂ થતા શબ્દની પહેલાં એકવચનમાં A મુકાય છે અને **સ્વરથી શરૂ થતા ઉચ્ચારવાળા** શબ્દની પહેલા An, મુકાય છે. આવા A અને An 'અનિશ્ચિત આર્ટીકલ' ( Indefinite Article ઇન્ડેફીનીટ આર્ટીકલ્ ) કહેવાય છે.

The પણ એક એવોજ આર્ટીકલ છે પણ તેનું નામ 'નિશ્ચિત આર્ટીકલ ( Definite Article-ડેફીનીટ આર્ટીકલ્ ) છે. કારણ કે તે કોઇ મુકરર પ્રાણી કે પદાર્થ વિષે વાત કરવામાં શબ્દની પહેલાં મુકાય છે. એક વસ્તુ કે પ્રાણી વિષે પ્રથમ વાત થઇ ગઈ હોય તેજ વસ્તુ કે પ્રાણીની ફરીથી વાત કરીએ ત્યારે તેવા શબ્દની પહેલાં The મુકરર વાચક આર્ટીકલ મુકાય છે, આ આર્ટીકલ બહુવચનમાં પણ વપરાય છે. જેમકે:—

આ ગાય છે. This is a cow ( ધીસ્ ઈઝ્ એ કાઉ )

ઉપરનાં વાકયમાં અમુક ગાય એવું નથી પણ કોઇ ગમે તે ગાયને વિષે વાત થઈ અને ગાયનો અંગ્રેજી શબ્દ 'કાઉ' વ્યંજન ઉચ્ચારથી શરૂ થાય છે માટે આપણે 'કાઉ' શબ્દની પહેલાં a આર્ટીકલ વાપર્યો.

આ આળસુ છોકરો છે This is an idle boy (ધીસ્ ઇઝ્ ઍન્ આઈડલ્ બૉય્)

ઉપરના વાકયમાં 'આઈડલ' શબ્દ સ્વર ઉચ્ચારથી શરૂ થાય છે માટે તેની પહેલાં A નહીં મુકતાં An મુકયો.

મગનલાલની ચોપડી કયાં છે? Where is the book of Maganlal?
( વ્હેર ઇઝ્ ધી બૂક્ ઑફ્ મગનલાલ ? )

આ વાકયમાં મગનલાલની ચોપડી મુકરર છે માટે તેમાં A કે An નહીં મુકતાં નિશ્ચયાત્મક The આર્ટીકલ મૂકયો.

ઉપર પ્રમાણે આર્ટીકલ વાપરીનેજ બોલવા લખવાથી અંગ્રેજી શુદ્ધ ગણાય છે.

કોઇ આખો વર્ગ બતાવવો હોય તો તે વર્ગ સૂચક શબ્દની પહેલાં The મુકાય છે. આવા The પછી આવતુ ક્રિયાપદ એક વચનમાંજ હોય છે જેમકેઃ—

The horse is a strong animal ( ધી હાર્સ્ ઇઝ એ સ્ટ્રૉંગ્ એનીમલ્ ) ઘોડો એક મજબુત પ્રાણી છે.

અહીંયા The horse કહેવાથી ઘોડાનો આખો વર્ગ આવી જાય છે.

The cow gives milk ( ધી કાઉ ગીવ્ઝ્ મિલ્ક્ ) ગાય દૂધ આપેછે.

અત્રે યાદ રાખવું કે માણસ જાતને the લગાડાતો નથી. The man is mortal નહીં પણ man is mortal ( મૅન્ ઇઝ્ મૉર્ટલ્ ) માણસ નાશવંત પ્રાણી છે.

Man is a religious being ( મૅન્ ઇઝ્ એ રીલીજીઅસ્ બીઇંગ્ ) માણસ ધાર્મીક પ્રાણી છે.

તે ક્યાં રહે છે ? Where does he live ? ( વ્હેર ડઝ્ હીલીવ્ ? )

તે અમદાવાદ રહે છે. He lives at Ahmedabad ( હી લીવ્ઝ્ ઍટ્ અમદાવાદ )

તમે તેને ઓળખો છો ? Do you know him ? ( ડુ યુ નો હીમ્ )

હા હું તેને ઘણી સારી રીતે ઓળખું છું. Yes I know him very well ( યસ્ આઇ નો હીમ્ વેરી વેલ્ )

આ સદ્‌ગૃહસ્થ કોણ છે ? Who is this gentleman ? ( હુ ઇઝ્ ધીસ્ જેન્ટલ્મૅન્ )

તે આપણા રાજા છે. He is our king ( હી ઇઝ્ અવર કીંગ્ )

Where does he live ? ( વ્હેર્ ડઝ્ હી લીવ્ ? ) તે ક્યાં રહે છે ?

તે ઇંગ્લંડમાં રહે છે. He lives in England ( હી લીવ્ઝ્ ઈન્ ઇંગ્લૅન્ડ ).

મોહન સ્લેટમાં લખે છે અને મગન ચોપડી વાંચે છે. Mohan writes in the slate and Magan reads the book ( મોહન્ રાઈટસ્ ઇન ધી સ્લેટ્ ઍન્ડ મગન્ રીડઝ્ ધી બુક ).

શેરીમાં નાનાં છોકરાં રમે છે. Little children play in the street ( લીટલ્ ચીલ્ડ્રન્ પ્લે ઇન્ ધી સ્ટ્રીટ )

આ મારા કાકાનો છોકરો છે. This is my uncle's son ( ધીસ્ ઈઝ્ માય્ અંકલ્સ્ સન્ )

તમે ત્યાં શા માટે જાઓ છો ? Why do you go there ? ( વ્હાય્ ડુ યુ ગો ધૅર્ )

He brings an egg ( હી બ્રીંગ્ઝ્ એન્ એગ્ ) તે એક ઇંડું લાવે છે.

He makes a pen ( હી મેકસ્ એ પેન્ ) તે કલમ બનાવે છે.

They buy a new house (ધે બાય્ એ ન્યુ હાઉસ્ )તેઓ નવું ઘર ખરીદે છે.

They eat the food ( ધે ઈટ્ ધી ફૂડ ) તેઓ ખોરાક ખાય છે.

I can see the book on the table ( આઇ કૅન્ સી ધી બુક્ ઑન્ ધી ટેબલ્ ) હું મેજ ઉપર ચોપડી જોઈ શકું છું.

This is an idle boy (ધીસ્ ઇઝ્ ઍન્ આઈડલ બૉય્ ) આ આળસુ છોકરો છે

I see a farmer and an ox ( આઇ સી એ ફાર્મર્ ઍન્ડ્ ઍન્ ઑક્સ્ ) હું એક ખેડુત અને એક બળદ જોઉ છું.

He catches birds ( હી કૅચીઝ્ બર્ડ્ઝ્ ) તે પક્ષીઓ પકડે છે.

કૂતરો પાણીમાં પડે છે. The dog falls in the water ( ધી ડૉગ્ ફૉલ્સ્ ઈન્ ધીવૉટર્ )

This is my house ( ધીસ્ ઇઝ્ માય્ હાઉસ્ ) આ મારૂં ઘર છે.

The horse eats grass ( ધી હૉર્સ્ ઈટ્સ્ ગ્રાસ્ ) ઘોડો ઘાસ ખાય છે

# દિવસ ૩૫ મો.

## વર્તમાન કાળનાં સાદાં તથા પ્રશ્નાર્થ રૂપો.

### હકાર તથા નકાર

Who ( હુ ) કોણ
Whose ( હુઝ્ ) કોનું
Whom ( હુમ્ ) કોને
How ( હાઉ ) કેવી રીતે-શી રીતે
Which ( વીચ્ ) કયું, જે
What ( વૅાટ્ ) શું, કયું
Why ( વ્હાય્ ) કેમ, શા માટે
Where ( વ્હેર ) જ્યાં, ક્યાં.

**ઉપરના શબ્દો પ્રશ્ન કરવામાં પહેલા વપરાય છે જેમકે:—**

Who is this man? ( હુ ઇઝ્ ધીસ્ મેન્? ) આ માણસ કોણ છે?
Who are you? ( હું આર્ યુ? ) તમે કોણ છો?
Who is Ratilal? ( હુ ઈઝ્ રતીલાલ્? ) રતીલાલ કોણ છે?
Who are they? ( હુ આર્ ધે ) તેઓ કોણ છે?
Whom do you call? ( હુમ્ ડુ યુ કૉલ્ ) તમે કોને બોલાવો છો?
Whom do the Hindus worship? ( હુમ ડુ ધી હીંડુઝ્ વર્શિપ? ) હીંદુઓ કોને પુજે છે?
Whom do you know ( હુમ્ ડુ યુ નો ) તમે કોને ઓળખો છો?
Whom do you come from? ( હુમ્ ડુ યુ કમ્ ફ્રોમ્? ) તમે કોના તરફથી આવો છો?
Whom do you come for? ( હુમ્ ડુ યુ કમ્ ફોર્? ) તમે કોને માટે આવો છો?
Whom do you love? ( હુમ્ ડુ યુ લવ્? ) તમે કોને ચાહો છો?
Which is your book? ( વીચ્ ઈઝ્ યૅાર્ બુક્? ) તમારી ચોપડી કઇ છે?
Which is his house? ( વીચ્ ઇઝ્ હીઝ્ હાઉસ્? ) તેનું ઘર કયું છે?

Which is the Sheth's man ? ( વીચ્ ઈઝ્ ધી શેઠ્સ મૅન્ ? ) શેઠનો માણસ કયો છે ?

Why do you come here ? ( વાય્ ડુ યુ કમ્ હીઅર્ ? ) તમે અહીં કેમ આવો છો ?

Why does he not come here ( વાય્ ડઝ્ હી નૉટ્ કમ્ હી અર્ ) તે અહીં કેમ આવતો નથી ?

Whose is this coat ? ( હુઝ્ ઇઝ્ ધીસ્ કોટ ? ) આ ડગલો કોનો છે ?

Whose is this house ? ( હુઝ્ ઇઝ્ ધીસ હાઉસ્ ? )આ ઘર કોનું છે ?

Whose is this letter ? ( હુ ઝ્ ઇઝ્ ધીસ્ લેટર્ ) આ કાગળ કોનો છે ?

How do you know that ? ( હાઉ ડુ યુ નો ધૅટ્ ) તમે તે શી રીતે જાણો છો !

How is Natvar your friend ? (હાઉ ઈઝ્ નટવર્ યૉર્ ફ્રૅન્ડ્ ? ) તમારા મિત્ર નટવરને કેમ છે ?

How do you like this ? ( હાઉડુ યુ લાઇક્ ધીસ્ ) ? તમને આ કેવું ગમે છે ?

How is he now ? ( હાઉ ઇઝ્ હીનાઉ ) તેને હવે કેમ છે ?

What does he say ? ( વૅાટ્ ડઝ્ હીસે ? ) તે શુ કહે છે?

What do you do ? ( વૅાટ્ ડુ યુ ડુ ? ) તમે શું કરો છો ?

What makes him cry ? ( વૅાટ્ મેકસ્ હીમ્ ક્રાય્ ? ) તેને શું રડાવે છે ? તે કેમ રડે છે ?

What makes the cart go ? ( વૅાટ્ મેકસ્ ધી કાર્ટ ગો ? ) ગાડાંને કોણ ચલાવે છે ?

What is your name ? ( વૅાટ્ ઇઝ્ યૅાર્ નેઇમ્ ) તમારું નામ શું છે

What do you want ? ( વૅાટ્ ડુ યુ વૅાન્ટ્ ? ) તમારે શું જોઈએ છીએ ?

What does he do there ? ( વૅાટ્ ડઝ્ હીડૂ ધૅર્ ? ) તે ત્યાં શું કરે છે ?

What does he want ? ( વૅાટ્ ડઝ્ હી વૅાન્ટ્ ? ) તેને શું જોઇએ છીએ ?

Whate are you by caste ? ( વૉટ્ આર યુ બાય્ કાસ્ટ્ ?) તમે નાતે કેવા છે?
Where do you come from ? ( વ્હેર ડુ યુ કમ્ ફ્રૉમ્ ?) તમે ક્યાંથી આવો છો ?
Where do you go ( ( વ્હૅર્ ડુ યુ ગો ? ) તમે ક્યાં જાઓ છો ?
Where is your younger brother now ( વ્હેર્ ઈઝ્ યૉર્ યંગર્ બ્રધર્ નાઉ ?) તમારો નાનો ભાઇ હાલમાં ક્યાં છે ?
Where is your friend maneklsl ( વ્હેર્ ઇઝ્ યૉર્ ફ્રેન્ડ્ માણેકલાલ ? ) તમારો મિત્ર માણેકલાલ ક્યાં છે ?
Where are thore boys ?(વ્હેર્ આર્ ધોઝ્ બૉઇઝ્ ?)પેલા છોકરા ક્યાં છે ?
Where is his book ? ( વ્હેર્ ઈઝ્ હીઝ્ બૂક્ ? ) તેની ચોપડી ક્યાં છે ?
Where is popatlal ? ( વ્હૅર્ ઈઝ્ પોપટલાલ ? ) વ્હૅર્ ઇઝ્ પોપટલાલ
Where is the train for poona ? (વ્હૅર્ ઈઝ્ ધી ટ્રેન્ ફૉર્ પૂના) પૂનાની ગાડી ક્યાં છે ?

---

## દિવસ ૩૬ મો.

### વર્તમાન કાળનાં સાદાં તથા પશ્નાર્થ રૂપો.

#### હકાર તથા નકાર

હું જાઉં છું I go ( આઈ ગો )
હું નથી જતો I do not go ( આઇ ડુ નૉટ્ ગો )

#### પ્રશ્નાર્થ.

હું જાઉં છું ? Do I go ? ( ડૂ આઈ ગો ? )
હું નથી જતો ? Do I not go ? ( ડૂ આઇ નૉટ્ ગો ? )

## ( પ્રશ્નાર્થમાં સહાયકાર ક્રિયાપદ પહેલું આવેછે.)

અમે ચાલીએ છીએ We walk (વી વૉક્)
અમે નથી ચાલતા We do not walk (વી ડૂ નૉટ્ વૉક્)
(શું) અમે ચાલીએ છીએ ? Do we walk ? ( ડુ વી વૉક્ ?)
અમે ચાલતા નથી ? Do we not walk ? ( ડુ વી નૉટ્ વૉક્ )
અમે ખાઈએ છીએ We eat ? ( વી ઇટ્ )
અમે ખાતા નથી We do not eat ( વી ડૂ નૉટ્ ઈટ્ )
અમે ખાઈએ છીએ ? Do we eat ( ડૂ વી ઇટ્ ?)
અમે ખાતા નથી ? Do we not eat ? ( ડૂ વી નૉટ્ ઈટ્ ?)
તમે વાંચો છો. You read. ( યુ રીડ્ )
તમે નથી વાંચતા You do not read ( યુ ડૂ નૉટ્ રીડ્ )
તમે વાંચો છો ? Do you read ( ડુ યુ રીડ્ ?)
તમે નથી વાંચતા ? Do you not read ( ડુ યુ નૉડ્ રીડ્ ?)
તે આવે છે He comes ( હી કમ્સ્ )
તે નથી આવતો He does not come ( હી ડઝ્ નૉટ્ કમ્ )
તે આવે છે ? Does he come ? ( ડઝ્ હી કમ્ ? )
તે આવતો નથી ? Does he not come ? ( ડઝ્ હી નૉટ્ કમ્ ?)
તેઓ ગાય છે They sing ? ( ધે સીંગ્ )
તેઓ નથી ગાતા They do not sing ( ધે ડુ નૉટ્ સીંગ્ )
તેઓ ગાય છે ? Do they sing ? ( ડુ ધે સીંગ્ ?)
તેઓ ગાતા નથી ? Do they not sing ( ડુ ધે નૉટ્ સીંગ્ ? )
કેશવલાલ હાલમાં કયાં છે ? Where is keshavlal now ? ( વ્હેર્ ઈઝ્ કેશવલાલ્ નાઉ ? )
હું તે જાણતો નથી I do not know that ( આઈ ડુ નૉટ્નો ધેટ્ )
આ સદગ્રહસ્થ કહે છે કે તે નાગપુર છે. This gentleman says that

he is at Nagpur (ધીસ્ જેન્ટલ્ મૅન્ સેઝ્ ધૅટ્ હી ઈઝ્ ઍટ્ નાગપુર )

તે અહીં આવતો નથી Does he not come here ? ( ડઝ્ હી નૉટ્ કમ્ હીઅર્ ? )

ના તે અહીં આવતો નથી ? No He does not comehere ( નો હી ડઝ્ નૉટ્ કમ્ હીઅર્ ? )

તે અહીં કેમ આવતો નથી ? Why does he not come here ( વ્હાય્ ડઝ્ હી નૉટ્ કમ્ હી અર્ ? )

તેને આ શહેર ગમતું નથી He does not like this city ( હી ડઝ્ નૉટ્ લાઇક્ ધીસ્ સીટી )

તેને પોતાનું શહેર ગમતું નથી ? Does he not like his own city ( ડઝ્ હી નૉટ્ લાઇક્ હીઝ્ ઓઅ્ન્ સીટી ? )

તેણે અહીં આવવું જોઇએ. અને થોડા દિવસ રહેવું જોઇએ. He must come here and stay for some days ( હી મસ્ટ્ કમ હી અર્ ઍન્ડ્ સ્ટે ફૉર સમ્ ડેઝ્ )

વાંદરા ઘાસ ખાય છે ? Does the monkey eat grass ( ડઝ્ ધી મન્કી ઇટ્ ગ્રાસ્ ? )

બિલાડી ઉંદર પકડતી નથી ? Does the cat not catch mice ( ડઝ્ ધી કૅટ્ નૉટ્ કૅચ માઈસ્ ? )

કોણ કહે છે કે સૂર્ય પ્રકાશીત નથી ? Who says that the sun is not bright ? ( હુસેઝ્ ધૅટ્ ધી સન્ ઈઝ્ નૉટ્ બ્રાઇટ્ )

આ માણસ દરરોજ મને શીખવવાને આવે છે, This man comes to teach me eveny day ( ધીસ્ મૅન્ કમ્સ્ ટુ ટીચ્ મી એવરીડે )

## દિવસ ૩૭ મો.

અંદર આવે Come in (કમ ઇન્)
હું તમને બતાવું I may show you (આઇ મે શો યુ)
લખવાનું મેજ A writing table (એ રાઇટીંગ્ ટેબલ્)
વાંચવાનું મેજ A reading table (એ રીડીંગ્ ટેબલ્)
આખો દિવસ For the whole day (ફૉર્ ધી હોલ ડે)
દિવસે In the day time (ઈન્ ધી ડે ટાઇમ્)
સરકારી નોકર A Government servant (એ ગવર્નમેન્ટ સર્વન્ટ)
વરસ A year (એ ઈઅર્)
મહિનો A month (એ મન્થ્)
મોટું Large (લાર્જ)
અઠવાડીયુ A week (એ વીક્)
પ્રથમ-પહેલાં Formerly (ફૉર્મલી)
માફક આવવું To suit (ટુ સ્યુટ)
હવા પાણી Climate (કલાઇમેટ)
કદી નહીં Never (નેવર્)
પેન્સન્ Pension (પેન્સન્)

આ મારૂં ઘર છે. હું તેમાં રહું છું તે એક ઘણુ સુંદર ઘર છે, તેમાં પાંચ મોટા ઓરડા છે. અંદર આવો, હું તમને બતાવું આ મારો ઓરડો છે. તે સૌથી મોટો છે. તેમાં છ ખુરશીઓ અને બે મેજો છે. આ મારૂં લખવાનું મેજ છે અને પેલું વાંચવાનું છે. હું અહીં આખો દિવસ વાંચું છું હું દિવસે કદી ઉંઘતો નથી કારણ કે દિવસે સુવું તે ઠીક નથી. પેલા ઓરડામાં બેઠેલાં ગ્રહસ્થ મારા પિતા છે તેઓ પ્રથમ સરકારી નોકર હતા. હાલમાં તેઓ કાંઇ કરતા નથી તેમની ઉમર સાઈઠ વરસની છે. સરકાર તરફથી તેમને સારૂં પેન્સન મળે છે મારા માતુ શ્રી બ્હાર ગયાં છે. હું ધારૂં છું તમે તેમને

જોએલા છે. મારે ત્રણ ભાઇઓ છે પણ તેઓ બધા નિશાળે ગયા છે. છેલ્લાં વરસમાં હું મુંબઈ હતો ત્યાં હું આઠ મહીના રહયો હવે મારી ત્યાં જવા મરજી નથી કારણ કે ત્યાંના હવા પાણી મને માફક આવતા નથી. હું ધારૂં છું કે અહીં રહેવું તે વધારે સારૂં છે. આ શેહરના હવા પાણી મને માફક આવે છે.

This is my house. I live in it. It is a very fine house. There are five large rooms. Come in, I may show you. This is my room. It is the largest of all. There are six chairs and two tables. This is my writing table and that is the reading table. I read here for the whole day. I never sleep in the day time because it is not good to sleep in the day time. The gentleman sitting in that room is my father. Formerly he was a government servant. Now he does not do any thing. He is sixty years old. He gets a good pension from the government. My mother has gone out. I think you have seen her. I have three brothers but they all have gone to school. I was at Bombay last year. I stayed there for eight months. Now I do not wish to go there because its climate does not suit me. I think it is better to stay here. The climate of this city suits me.

Noble (નોબલ્) a. ઉમદું.
Useful (યુઝ્‌ફુલ્) a. ઉપયોગી.
Creature (ક્રીચર્) n. પ્રાણી.
Healthy (હેલ્થી) a. તંદુરસ્ત.
Curd (કર્ડ) n. દહીં.

Obliging (ઓબ્લાઇજીંગ્) a. ભલું કરનાર.
Some (સમ્) a. કેટલીક.

The cow is a very noble and useful animal she has four legs, two horns, two bright eyes and a long tail. She eats grass and gives us sweet milk. The milk of the cow is very healthy. It is a food to little children. We make the milk into curd and get ghee out of it. The people of India worship the cow because it is an obliging animal. The cow is of many colours. Some are white, some are red and some are black.

ખુશી Glad (ગ્લૅડ્) a.
શક્તિવાન Able (એબલ્) a
કોને To whom (ટુ હુમ્) p
ફરીથી Again (અગેન્) ad
મૂર્ખ Foolish (ફૂલીશ્) a
પૂરતું Enough (ઈનફ્) a
તોપણ Yet (યટ્) ad
ખોદવું To dig (ટુડીગ્) v
અંજીર a Fig (એ ફીગ્) n
સોનું God (ગોલ્ડ્) n
ઑફીસ Office (ઑફીસ્) n
કેટલા Howmany (હાઉમૅની) a.
સવાર Morning (મૉર્નીંગ્) n.
કલાક O'clock (ઑક્લૉક્) n.
વાગવું To strike (ટુ સ્ટ્રાઇક્) v.
દરમીયાનમાં Within (વીધીન્) ad

મીનીટ Minute ( મીની ) n.
સેકન્ડ Second ( સેકન્ડ ) n.
કલાક An hour ( ઍન્અવર્ ) n.
પાછળ Back ( બૅક્ ) ad

મારી ઘડીઆળમાં આઠ વાગ્યા છે. It is eight O'clock by my watch ( ઇટ્ ઇઝ્ એઈટ્ ઑક્લૉક્ બાય્ માય વૅાચ્ )
સાડા નવ વાગ્યા છે It is half past nine ( ઇટ્ ઈઝ્ હાફ્ પાસ્ટ્ નાઇન્ )
કેટલા વાગ્યા છે ? What O'clook is it? ( વૅાટ્ ઑક્ લૅાક્ ઇઝ્ ઇટ્ ?)
બારમાં પાંચ કમ છે. It is five minutes to twelve
આઠને દસમીનીટ થઇ છે It is ten menetes past eight ( ઇટ્ ઈઝ્ ટેન મીનીટ્સ્ પાસ્ટ્ ઍઇટ્ )
આપણી ઑફીસમાં આજે હું વહેલો આવ્યો. I came early to-day in our office ( આઇ કેઇમ અર્લી ટુ ડે ઇન અવર આફીસ્ )
હું એક કલાકમાં આવું છું I come within an hour ( આઈ કમ્ વીધીન્ ઍન્ અવર્ )
તમારા ચાકરે આ કામ કર્યું Your servant did this work ( યૅાર્ સર્વન્ટ્ ધીસ્ વર્ક )
તમારે વધારે દુધ જોઈએ છીએ ? Do your want more milk ( ડુ યુ વૅાન્ટ્ મોર્ મીલ્ક્ ?)
તે પંદર અંજીર લાવ્યો છે He has brought fifteen figs ( હી હૅઝ્ બ્રૅાટ્ ફીફ્ટીન્ ફીગ્સ્)
તમારે વધારે ખોરાક જોઈએ છીએ ? Do you want more food ? ( ડુ યુ વૅાન્ટ્ મોર્ ફૂડ )
ના મારે પુરતું છે. No I have enough ( નો આઈ હૅવ્ ઈનફ્ )
આ પુરતું છે This is enough ( ધીસ્ ઈઝ્ ઇનફ્ )
સવારની સલામ Good morning ( ગુડ્ મૅાર્નીંગ્ )

તમે બહુ ભલા છો You are very good ( યુ આર્ વેરી ગુડ્ )
તે ઘણો મૂર્ખ છે He is very foolish ( હી ઈઝ્ વૅરી ફૂલીશ )
તમારી ઉમર કેટલી છે ? How old are you ( હાઉ ઑલ્ડ્ આર્ યુ )
તે એક વેપારી છે. He is a merchant.
મ્હારા પિતા મુંબઈમાં નોકર છે. My father is a servant in Bombay ( માય્ ફાધર્ ઈઝ્ એ સર્વન્ટ્ ઇન્ બૉમ્બે )
મારી વસ્તુઓને અડતા નહીં Do not touch my things ( ડુ નૉટ્ ટચ્ માય્ થીંગ્ઝ્ )
તમારો બાપ શું ધંધો કરે છે ? What is your father ? ( વૉટ્ ઇઝ્ યૉર્ ફાધર ! )
Birds fly in the sky ( બર્ડ્ઝ્ ફ્લાય્ ઇન્ ધી સ્કાય્ ) પક્ષીઓ આકાશમાં ઉડે છે.
How many servants are there in your shop (હાઉ મૅની સર્વન્ટસ્ આર્ ધૅર્ ઈન્ યૉર્ શૉપ્ ? ) તમારી દુકાનમાં કેટલાં માણસો છે ?
Do you not pray every day ? ( ડુ યુ નૉટ્ પ્રે એવરી ડે ? ) તમે રોજ પ્રાર્થના કરતા નથી ?
I want to see him ( આઇ વૉન્ટ્ ટુ સી હીમ્ ) મ્હારે તેને મળવું છે.
He has gone out to take a walk ( હી હૅઝ્ ગૉન્ આઉટ્ ટુ ટેક્ એ વૉક્ ) તે બ્હાર ફરવા ગયા છે.
When does he come back ( વ્હૅન્ ડઝ્ હી કમ બૅક્ ? ) તે પાછો ક્યારે આવે છે ?
Where have you come from ? ( વ્હેર્ હૅવ્ યુ કમ્ ફ્રૉમ્ ? ) તમે ક્યાંથી આવ્યા છો ?
The sky is bright to day ( ધી સ્કાય્ ઇઝ્ બ્રાઈટ્ ટુ ડે ) આકાશ આજે ચળકતું છે.

Send him to my house to day ( સેન્ડ્ હીમ્ ટુ માય્ હાઉસ્ ટુ ડે ) આજે તેને મારે ઘેર મોકલજો.
Tell him that I want to see him ( ટેલ્ હીમ્ ધૅટ્ આઈ વૉન્ટ્ ટુ સી હીમ ) તેને કહેજો કે હું તેને મળવા માગું છું.
Why do you not go to his house ( વાય્ હૂ નૉટ્ ગો ટુ હીઝ્ હાઉસ્ ? )
This boy has a leather bag and there are fifty rupees in it ( ધીસ્ બૉય્ હૅઝ્ એ લેધર્ બૅગ્ ઍન્ડ્ ધૅર આર્ ફીફ્ટી રૂપીઝ ઇન્ ઇટ્ )

---

# દિવસ ૩૮ મો.

## To be અને To have નો ભૂતકાળ.

## Past tense of "To be and To have"

### To be.

| | |
|---|---|
| હું હતો I was ( આઇ વૉઝ્ ) | અમે હતા We were ( વી વેર્ ) |
| તમે હતા You were ( યુ વેર્ ) | તમે હતા You were ( યુ વેર્ ) |
| તે હતો He was ( હી વૉઝ્ ) | તેઓ હતા They were ( ધે વેર ) |

---

### To have.

| | |
|---|---|
| મારી પાસે હતું I had ( આઈ હૅડ્ ) | અમારી પાસે હતું We had ( વી હૅડ્ ) |
| તમારી પાસે હતું You had ( યુ હૅડ્ ) | તમારી પાસે હતું You had ( યુ હૅડ્ ) |
| તેની પાસે હતું He had ( હી હૅડ્ ) | તેઓની પાસે હતું They had ( ધે હૅડ્ ) |

મોહનલાલ સારો માણસ હતો Mohanlal was a good man ( મોહનલાલ વૉઝ્ એ ગુડ્ મૅન્ )

તેના ભાઈ પાસે પાંચ ગાયો હતી His brother had five cows (હીઝ્ બ્રધર્ હૅડ્ ફાઈવ્ કાઉઝ્ )

અમે મોટા મિત્રો હતા. We were great friends ( વી વૅર્ ગ્રેટ ફ્રૅન્ડઝ્)

તેની પાસે ચોપડી નહોતી He had no book ( હી હૅડ્ નો બૂક્ )

કારકુને પેટી લીધી અને તે ઉઘાડી The clerk took the box and opened it ( ધી ક્લેર્ક્ ટૂક્ ધી બૉક્સ્ ઍન્ડ્ ઓપન્ડ્ ઇટ્ )

પાંચ વાગી ગયા હતા. It was five o'clock ( ઇટ્ વૉઝ્ ફાઈવ્ ઑકલૉક્ )

પ્રભુએ આપણને બનાવ્યા God made us ( ગૉડ્ મેઈડ્ અસ્)

વર્ગમાં તે છેલ્લો છોકરો હતો. He was the last boy in the class ( હી વૉઝ્ ધી લાસ્ટ્ બૉય્ ઇન્ ધી ક્લાસ્ )

Had Ramnik not come ? ( હૅડ્ રમણીક નૉટ્ કમ્ ? )રમણીક આવ્યો નહોતો ?

No he had some work to do ( નો હી હૅડ્ સમ્ વર્ક્ ટુ ડુ ) ના તેને કંઇ કામ કરવાનું હતું.

They had no friend in that town ( ધે હૅડ્ નો ફ્રૅન્ડ્ ઇન્ ધૅટ્ ટાઉન્ ) તેઓને તે શહેરમાં મિત્ર નહોતો.

He had a very kind heart ( હી હૅડ્ એ વેરી કાઇન્ડ્ હાર્ટ્ ) તેને ઘણું માયાળુ અંતઃકરણ હતું.

On this day he had not brought any ( ઑન્ ધીસ્ ડે હી હૅડ્ નૉટ્ બ્રૉટ્ એની ) આજે તે એકે લાવ્યો નહોતો.

He had helped him ( હી હૅડ્ હેલ્પ્ડ્ હીમ્ )

It was his habit to eat fruits (ઈટ્ વૉઝ્ હીઝ્ હૅબીટ્ ટુ ઇટ્ ફ્રુટસ્ ) ફળ ખાવાની તેની ટેવ હતી.

They were the sons of a king ( ધે વૅર્ ધી સન્સ્ ઑફ્ એ કીંગ્ ) તેઓ એક રાજાના પુત્રો હતા.

This king had two wives ( ધીસ્ કીંગ્ હૅડ્ ટુ વાઇવ્ઝ્ ) આ રાજાને બે રાણીઓ હતી.

King Nala caught some birds but the birds flew away ( કીંગ્ નલ્ કૉટ્ સમ્ બર્ડ્ઝ્ બટ્ ધી બર્ડ્ઝ્ ફલ્યુ અવે ) નળ રાજાએ કેટલાંક પક્ષીઓ પકડયાં પણ પક્ષીઓ ઉડી ગયાં.

I found out that he is a thief ( આઈ ફાઉન્ડ્ આઉટ્ ધૅટ્ હી ઈઝ્ એ થીફ્ ) મને માલૂમ પડયું કે તે ચોર છે.

---

# દિવસ ૩૯ મો.

## ભવિષ્યકાળ–Future Tense ( ફ્યુચર્ ટેન્સ્ )

અગાઉના પાઠોમાં આપણે વર્તમાનકાળ-ભૂતકાળ તથા ભૂત કૃદંત શીખ્યા To be નાં તથા To have નાં પણ વર્તમાનકાળ અને ભૂતકાળનાં રૂપ આપણે કર્યાં. હવે આપણે ત્રીજો ઉપયોગી કાળ જેને ભવિષ્યકાળ Future Tense ( ફ્યૂચર્ ટેન્સ્ ) કહે છે તે લઇએ.

જેમ ગુજરાતીમાં ભવિષ્યકાળની નિશાની બતાવવાને શ પ્રત્યય વપરાય છે તેમ અંગ્રેજીમાં shall અને will સહાયકારક ક્રિયાપદો ભવિષ્યકાળ બતાવવાને વપરાય છે. સહાયકારક એટલા માટે કે એ ક્રિયાપદો બીજાં ક્રિયાપદોની જોડે મૂકીને અર્થ બનાવે છે. જેમકે—

હું જઇશ I shall go ( આઈ શૅલ ગો ) આ વાક્યમાં go મુખ્ય ક્રિયાપદની પહેલાં shall સહાયકારક ક્રિયાપદ મૂકવાથી ભવિષ્યકાળનો અર્થ "હું જઇશ" એવો બની શકયો. તેજ પ્રમાણે "He will do" ( હી

વીલ્ ડુ ) આ વાક્યમાં પણ 'do' મુખ્ય ક્રિયાપદની પહેલાં મદદમાં "will" સહાયકારક ક્રિયાપદ મૂકવાથી 'તે કરશે' એવો અર્થ બન્યો.

ઉપર પ્રમાણે "shall" અને "will" જો કે બન્ને ભવિષ્યકાળ સૂચકજ છે તોપણ તેમના પ્રયોગમાં સ્હેજ ફેરફાર છે. તે એ કે સાદો ભવિષ્યકાળ બતાવવાનો હોય ત્યારે પહેલા પુરૂષ એકવચનમાં અને પે. પુરૂષ બહુ વચનમાં "shall" આવે છે અને બાકી બીજા બધા પુરૂષ અને વચનોમાં "will" મુકાય છે જેમકેઃ—

સાદો ભવિષ્યકાળ Simple Future Tense ( સીમ્પલ્ ફ્યુચર્ ટેન્સ્. )

Walk—ચાલવું.

હું ચાલીશ I shall walk ( આઇ શૅલ્ વૉક્ )
અમે ચાલીશું We shall walk ( વી શૅલ્ વૉક્ )
તમે ચાલશો You will walk ( યુ વીલ્ વૉક્ )
તે ચાલશે He will walk ( હી વીલ્ વૉક્ )
તેઓ ચાલશે They will walk ( ધે વીલ્ વૉક્ )

ઉપરનાં પાંચે રૂપમાં જોશો તો જણાશે કે પહેલાં બે રૂપમાં "shall" વાપર્યો છે અને બાકીનાં ત્રણમાં "will" વાપર્યો છે.

તેજ પ્રમાણે સામાન્ય ભવિષ્યકાળને વિષે બોલવું હોય ત્યારે ઉપર બતાવ્યા નિયમ પ્રમાણે ક્રિયાપદની પહેલાં "shall" અને "will" મુકીને વાક્ય બનાવવું.

## વાક્યો.

આજે હું મુંબઇ જઇશ અને આવતી કાલે કલકત્તા માટે મુંબઇ છોડીશ. I shall go to Bombay to-day and to morrow, I shall leave Bombay for Calcutta ( આઇ શૅલ્ ગો ટુ બૉમ્બે ટુ-ડે ઍન્ડ્ ટુ મૅારો આઇ શૅલ્ લીવ્ બૉમ્બે ફૉર્ ક્લકત્તા ).

જ્યારે માધવ અહીં આવશે ત્યારે તમને સઘળું કહેશે. When

Madhav will come here, he will tell you everything (વ્હેન્ માધવ વીલ્ કમ્ હીઅર્ હી વીલ્ ટેલ્ યુ એવરીથીંગ્)

જો તમે ત્યાં જશો તો તે અહીં નહીં આવે. If you will go there he will not come here (ઇફ્ યુ વીલ્ ગો ધૅર્ હી વીલ્ નૉટ્ કમ્ હીઅર્.)

તે તમારૂં કામ કરશે? Will he do your work? (વીલ્ હી ડુ યૅાર્ વર્ક્?)

તમે તેને બોલાવવા જશો. Will you go to call him? (વીલ્ યુ ગો ટુ કૉલ્ હીમ્?

હું તેને પાંચ રૂપીઆ આપું? Shall I give him five rupees? (શૅલ્ આઈ ગીવ્ હીમ્ ફાઇવ રૂપીઝ્?)

આપણે તેમની સાથે દોડીશું? Shall we run with them? (શૅલ્ વી રન્ વીથ્ ધેમ્?)

આ ખાણું તેઓ ખાશે? Will they eat this food? (વીલ્ ધે ઈટ્ ધીસ્ ફૂડ્?)

અમે તમારે ઘેર આવીશું નહીં. We shall not come to your house (વી શૅલ્ નૉટ્ કમ્ ટુ યૅાર્ હાઉસ્)

When will you come to school? (વ્હેન્ વીલ્ યુ કમ્ ટુ સ્કૂલ્?) તમે નિશાળે ક્યારે આવશો?

Why will he not come? (વ્હાય્ વીલ્ હી નૉટ્ કમ્?) તે કેમ નહીં આવે?

What will he do for his father (વૉટ્ વીલ્ હી ડુ ફૉર્ હીઝ્ ફાધર્?) તે તેના પીતાને માટે શું કરશે?

---

અંગ્રેજીમાં 'When' પછી 'Then' અને "If" જો પછી તો આવતો નથી.

When will they bring the money (વ્હેન્ વીલ્ ધે બ્રીંગ્ ધી મની?) તેઓ પૈસા ક્યારે લાવશે?

Who will teach him English? (હુ વીલ્ ટીચ્ હીમ્ ઇંગ્લીશ્?) તેને અંગ્રેજી કોણ શીખવશે?

Whom shall I ask for help? (હુમ્ શૅલ્ આઈ આસ્ક્ ફૉર હેલ્પ્?) મદદને માટે હું કોને પૂછીશ?

How shall I be able to go there (હાઉ શૅલ્ આઇ બી એબલ્ ટુ ગો ધૅર્?) ત્યાં જવાને હું શી રીતે શક્તિમાન થઇ શકીશ?

Maneklal will not speak with you (માણેકલાલ વીલ્ નૉટ્ સ્પીક્ વીથ્ યુ) માણેકલાલ તમારી સાથે બોલશે નહીં.

I think that he will not do your work (આઈ થીંક્ ધૅટ્ હી વીલ્ નૉટ્ ડુ યૉર વર્ક) હું ધારૂં છું કે તે તમારૂં કામ કરશે નહીં.

What shall I do? (વૉટ્ શૅલ્ આઈ ડૂ?) હું શું કરીશ?

Where shall we go? (વ્હૅર્ શેલ્ વીગો?) આપણે ક્યાં જઈશું.

Whom shall we ask for help (હુમ શૅલ્ વી આસ્ક્ ફૉર હેલ્પ્) આપણે મદદને માટે કોને પૂછીશું?

When shall we do this (વ્હેન્ શૅલ્ વી ડુ ધીસ્?) આપણે આ ક્યારે કરીશું.?

---

# દિવસ ૪૦ મો.

બળવાન Strong (સ્ટ્રૉંગ્) a.
રાજકુમાર A prince (એ પ્રીન્સ્) n.
રાણી A queen (એ ક્વીન્) n.
પુત્રી A daughter (એ ડૉટર્) n.

લાવણ્યવતી Charming ( ચાર્મીંગ્ ) a.
તૈયાર થયા Got ready ( ગૉટ્ રેડી ) v.
ની પાછળ જવું To follow ( ટુ ફૉલો ) v.
જંગલનું ઝુંપડું A forest hut ( એ ફૉરેસ્ટ્ હટ્
એકલી Alone ( એલોન્ ) ad.
નિર્દય Cruel ( ક્રુઅલ્ ) a.
લઇ ગયો Carried away ( કૅરીડ્ અવે ) v.
પર્ણકુટી A hut ( એ હટ્ ) n.
દિલગીર Sorry ( સૉરી ) a.
શોધમાં In search of ( ઈન્ સર્ચ ઑફ્ )
નીકળી પડયા Set out ( સેટ્ આઉટ્ )
આખરે At last ( ઍટ્ લાસ્ટ્ ) ad.
મોટું Great ( ગ્રેટ્ ) a.
લશ્કર્ An army ( ઍન્ આર્મી ) n.
યુદ્ધ કરવું To fight ( ટુ ફાઇટ્ ) v.
હરાવવું To defeat ( ટુ ડીફીટ્ ) v.
આથી By this ( બાય્ ધીસ્ )

## વાંચનપાઠ.

રામ અયોધ્યાના દશરથ રાજાના પુત્ર હતા. તે એક બળવાન રાજકુમાર હતા. તેમની રાણીનું નામ સીતા હતું. સીતા જનક રાજાની પુત્રી હતી. તેણી ઘણી સુંદરને લાવણ્યવતી હતી. જ્યારે રામ વનમાં જવાને તૈયાર થયા ત્યારે સીતા પણ તેમની પાછળ ગઇ રામનો નાનો ભાઇ લક્ષ્મણ પણ રામની સાથે ગયો. એક દિવસે જ્યારે સીતા પોતાના જંગલનાં ઝુંપડાંમાં એકલી હતી ત્યારે લંકાનો નિર્દય રાજા રાવણ તેને લંકાએ લઇ ગયો. જ્યારે રામ પર્ણકૂટી આવ્યા ત્યારે તેમણે સીતાને જોઇ નહી. આથી તે ઘણા

દિલગીર થયા અને સીતાની શોધમાં નીકળી પડયા. આખરે જ્યારે તેમણે જાણ્યું કે સીતા લંકામાં છે ત્યારે તે એક મોટાં લશ્કર સાથે લંકામાં ગયા. ત્યાં તેમણે રાવણની સાથે યુદ્ધ કર્યું, તેને હરાવ્યો અને સીતાને પાછી લાવ્યા

Rama was the son of king Dasharath of Ayodhya. He was a strong prince. The name of his queen was Seeta. Seeta was the daughter of king Janaka. She was very beutiful and charming. When Rama got ready to go to the farest, Seeta also followed him. Ram's younger brother Laxmana went with him. One day when Seeta was alone in her forest-hut, Ravan, the cruel king of Lanka carried her away to Lanka. When Rama came to the hut, he did not see Seeta. By this he became very angry and set out in search of Seeta. Atlast when he knew that Seeta was in Lanka, he went to Lanka with a great army, fought with Ravana and brought Seeta back.

ઉપરનો વાંચન પાઠ ફરી ફરીને વાંચી જવો. તેનાં વાકયો કેવી રીતે ગોઠવાયાં છે. તે બારીકીથી તપાસવું આવા વાંચન પાઠો હવે પછી આવશે તે તમામ બરોબર ધ્યાન પૂર્વક કાળ અને રચના ઉપર ધ્યાન આપી વાંચવા અને સમજવા.

---

## દિવસ ૪૨ મો.

દુષ્ટ Wicked ( વીકેડ્ ) a.
રાજ્ય Kingdom ( કીંગડમ્ ) n.
બંદીખાનું A prison ( પ્રીઝન્ ) n.
પરણ્યો Married ( મૅરીડ્ ) v.

સુંદર Lovely (લવ્લી) a.
રથ A chariot (એ ચૅરીઅટ્) n.
બેઠા mounted (માઉન્ટેડ) v.
મારી નાંખવું To kill (ટુ કીલ્) v.
ખેંચવું To draw (ટુ ડ્રૉ.) v.
લગ્ન Marriage (મૅરૅજ) n.
પછી After (આફ્ટર્) ad.
રથમાં ફરવાને For a drive (ફૅાર્ એ ડ્રાઇવ્) ad.
અચાનક Suddenly (સડન્લી) ad.
અવાજ A voice (એ વૉઇસ્) n.
આ સાંભળીને On hearing this (ઑાન્ હીયરીંગ્ ધીસ્)
ઘર Home (હોમ્) n.
આઠમો Eighth (એઇટ્થ્) a.

## વાંચનપાઠ.

ઘણા વર્ષ પહેલાં રાજકુમાર વસુદેવ મથુરામાં રહેતા. મથુરા એક સુંદર શહેર હતું. કંસ રાજા તેનો રાજા હતો જ્યારે તેનો બાપ રાજા હતો ત્યારે તેને રાજ્ય જોઈતું હતું તેથી રાજ્ય લેવાને તેણે તેના બાપને કેદખાનામાં નાંખ્યો. વાસુદેવ સુંદર દેવકીને પરણ્યા. દેવકી કંસની બ્હેન હતી. એક દિવસે લગ્ન પછી કંસે વસુદેવ અને દેવકીને પોતાના રથમાં ફરવા લઇ જવાની ઇચ્છા બતાવી. વસુદેવ અને દેવકી રથમાં બેઠા. જ્યારે તેઓ જતા હતા ત્યારે કંસે અચાનક એક અવાજ સાંભળ્યો. અવાજે કહ્યું 'અરે કંસ તું દેવકીને રથમાં કેમ લઇ જાય છે? તેને લઇ જઇશ નહીં કારણ કે તેનો આઠમો છોકરો તને મારી નાંખશે.' જ્યારે કંસે આ અવાજ સાંભળ્યો ત્યારે તેણે દેવકીને મારી નાખવાને પોતાની તલવાર ખેંચી પણ વસુદેવે કહ્યું 'અરે રાજા મારી સ્ત્રીને મારીશ નહીં તેણીને જીવવા દે તેણીનાં

બધાં છોકરા હું તને આપીશ. આ સાંભળીને કંસે પોતાની તલવાર પાછી મૂકી અને વસુદેવ દેવકીને પોતાને ઘેર લઈ ગયા.

Many years ago, Prince Vasudev lived in Mathura Mathura was a fine city. King Kansa was its King. When his father was king, he wanted the kingdom. So to take the kingdom, he put his father in prison. Vasudev married the lovely Devki. Devki was the sister of Kansa. One day after the marriage, Kansa wished to take Vasudev and Devki for a drive in his chariot. Vasudev and Devki mounted the choriot. When they were going Kansa suddenly heard a voice. The voice said. O? Kansa, why do you take Devki in the chariot. Do not take her for her eighth son will kill you ' When Kansa heard this voice, he drew his sword to kill Devki, but Vasudev said 'O? King, do not kill my wife. Let her live. I shall give all her sons to you.' On hearing this Kansa put his sword back and Vasudev took Devki to his home.

---

## દિવસ ૪૨ મો.

તમે શીખી ગયા કે ક્રિયાપદનો ભવિષ્યકાળ બનાવવામાં પહેલા પુરૂષમાં "shall" અને બીજા ત્રીજા પુરૂષમાં "will" વાપરવા. પરન્તુ જો હુકમ. ધમકી કે નિશ્ચયાત્મક ઇચ્છા (વચન) બતાવવાં હોય તો પહેલા પુરૂષમાં "shall" ને બદલે "will" મુકાય છે અને બીજાને ત્રીજા પુરૂષોમાં "shall" આવે જેમકે:—

આજે સાંજે હું મુંબઇ જઇશ. I will go to Bombay this evening ( આઈ વીલ્ ગે ટુ બૉમ્બે ધીસ્ ઈવનીંગ્ ). આ વાક્યમાં મુંબઇ જવાનો નિશ્ચયાત્મક ઇરાદો છે એટલે હું જઇશજ તેજ પ્રમાણે.

The prisoner shall go to jail (ધી પ્રીઝનર શૅલ્ ગે ટુ જેઇલ્ ) કેદી કેદખાનામાં જશે. આમાં હુકમ છે.

You have made the mischief and you shall be punished ( યુ હૅવ્ મેઇડ્ ધી મીસ્ચીફ્ ઍન્ડ્ યુ શૅલ્ બી પનીશ્ડ્ ). તમે તોફાન કર્યું છે અને તમને સજા કરવામાં આવશે. આ વાક્યમાં ધમકી છે માટે "shall" વાપર્યો. તેજ પ્રમાણે ધમકી, હુકમ કે વચન—નિશ્ચય બતાવવો હોય તો ભવિષ્ય-કાળમાં પહેલા પુરૂષમાં "will" વપરાય અને બીજાને ત્રીજા પુરૂષોમાં "shall" આવે. જો સાદોજ ભવિષ્યકાળ બતાવવો હોય તો પહેલા પુરૂષમાં "shall" અને બાકીનામાં "will" આવે.

વખતો વખત કરાતી ક્રિયા બતાવવી હોય તો will નો ભૂતકાળ would ( વુડ્ ) આવે છે જેમકે:—

પછી તે છોકરો એટલો આળસુ થયો કે તે પોતાના પાઠ વાંચે નહીં અને નિશાળે જાય નહીં.

Afterwards the boy became so idle taht he would not read his lessons and would not go to school. આફ્ટર્ વર્ડ્ઝ્ ધી બૉય્ બીકેમ્ સો આઈડલ્ ધૅટ્ હી વુડ્ નૉટ્ રીડ્ હીઝ્ લેસન્સ્ ઍન્ડ્ વુડ્ નોટ્ ગો ટુ સ્કૂલ ).

**વાક્યો.**

આપણે લાંબો વખત રાહ જોઇશું નહીં. We will not wait longer ( વી વીલ્ નૉટ્ વેઇટ્ લૉંગર્ ).

નહીં તો તમે મરી જશો. Else you will die (એલ્સ્ યુ વીલ્ ડાઇ)

કોઇ પક્ષીને આવી શક્તિ હોય નહીં No bird would have such power ( નો બર્ડ વુડ્ હેવ્ સચ પાવર્ ).

હું તેને મારી સાથે લઇ જઇશ. I will take him with me(આઈ વીલ્ ટેક્ હીમ્ વીથ મી ).

હું તમારા છોકરાઓને શીખવી શકીશ. I can teach your sons ( આઇ કૅન્ ટીચ્ યૅાર્ સન્સ્ ).

તમે તેમને કેવી રીતે શીખવશો. How will you teach them ? (હાઉ વીલ્ યુ ટીચ ધેમ્ ?)

હું તેમને ચોપડીઓ નહીં આપું I will not give them books ( આઇ વીલ્ નૉટ્ ગીવ્ ધેમ્ બૂક્સ્ )

હું તેમને વાતો કહીશ. I will tell them stories. ( આઈ વીલ્ ટેલ્ ધેમ્ સ્ટોરીઝ્ ).

હું તેમને પશુ અને પક્ષીઓ વિષે કહીશ. I will tell them about beasts and birds (આઇ વીલ્ ટેલ્ ધેમ્ એબાઉટ્ બીસ્ટસ્ ઍન્ડ્ બર્ડઝ્ )

પશું Abeast ( એબીસ્ટ્ ) n.
ડાહ્યું Wise ( વાઇઝ્ ) a.
મૂર્ખ Foolish ( ફૂલીશ્ ) n.
વિશ્વાસપાત્ર Trustworthy ( ટ્રસ્ટ્વર્ધી ) a.
લુચ્ચું Cunning ( કનીંગ્ ) a.
લોક People ( પીપલ્ ) n.
ડહાપણ Wis-dom ( વીઝ્-ડમ્ ) n.
મારવું To beat ( બીટ્ ) v.
ઠપકો આપવો To scold ( ટુ સ્કોલ્ડ્ ) v.
સાંભળવું To listen to ( ટુ લીસન્ ટુ ) v.
લુચ્ચું Sly ( સ્લાય્ ) a.
દોરવું To lead ( ટુ લીડ્ ) v.
આડે રસ્તે Astray ( ઍસ્ટ્રે ) ad.
વાર્તા A story ( એ સ્ટોરી ) n.

કેટલાંક પશુઓ ડાહ્યાં હોય છે અને કેટલાંક મૂર્ખાં હોય છે. Some beasts are wise and some are foolish ( સમ્ બીસ્ટસ્ આર્ વાઇઝ્ ઍન્ડ્ સમ્ આર્ ફૂલીશ્ ).

કેટલાંક માણસો વિશ્વાસપાત્ર હોય છે અને કેટલાંક લુચ્ચાં હોય છે. Some men are trustworthy and some are cunning ( સમ્ મેન્ આર્ ટ્રસ્ટ્વર્ધી ઍન્ડ્ સમ્ આર્ કનીંગ્ ).

કેટલાંક સારાં હોય છે અને કેટલાંક ખરાબ હોય છે. Some are good and some are bad ( સમ્ આર્ ગુડ ઍન્ડ્ સમ્ આર્ બૅડ્ ).

હું તમારા છોકરાઓને ડહાપણ શીખવીશ. I will teach your sons wisdom ( આઇ વીલ્ ટીચ યૅાર્ સન્સ્ વીઝ્ડમ્ ).

પંડિત રાજકુમારોને તેને ઘેર લઇ ગયો. The pandit took the princes to his house ( ધી પન્ડીત ટૂક્ ધી પ્રીન્સીઝ્ ટુ હીઝ્ હાઉસ )

તે તેમના તરફ માયાળુ હતો. He was kind to them ( હી વૅાઝ્ કાઇન્ડ્ ટુ ધેમ્ ).

તે તેમને મારતો નહીં અગર ઠપકો આપતો નહીં. He would not beat them nor scold them ( હી વુડ્ નૅાટ્ બીટ્ ધેમ્ નૅાર સ્કોલ્ડ્ ધેમ્ ).

પછી તે તેમની સાથે નીચે બેઠો અને તેમને આ વાતો કહી. Then he sat down with them and told them these stories ( ધેન્ હી સૅટ્ ડાઉન્ વીથ્ ધેમ્ ઍન્ડ્ ટોલ્ડ્ ધેમ્ ધીઝ્ સ્ટૉરીઝ્ ).

કોઇ માણસનું સાંભળશો નહી. Do not listen to any man ( ડૂ નૅાટ્ લીસન્ ટુ ઍની મૅન્ ).

તેઓ તમને અવળે રસ્તે દોરી જશે. They will lead you astray ( ધે વીલ્ લીડ્ યુ ઍસ્ટ્રે. )

એક વખત એક વેપારી હતો જે દક્ષીણમાં રહેતો. Once upon a

time there was a merchant who lived in Deccan (વન્સ અપૉન્ એ ટાઇમ્ ધેર્ વૉઝ્ એ મર્ચન્ટ્ હુ લીવ્ડ્ ઇન્ ડેકન્)

જો તમારી મરજી હોય તો હું તમને મદદ કરીશ. I will help you if you like (આઇ વીલ્ હેલ્પ્ યુ ઈફ્ યુ લાઈક્).

---

# દિવસ ૪૩ મો.

## સહાયકારક ક્રિયાપદો.

## Auxiliary Verbs (ઓગ્ઝીલીઅરી વર્બ્ઝ્)

May (મે), Might (માઇટ્), Can (કૅન્), Could (કુડ્), Will (વીલ્), Would (વુડ્), Shall (શૅલ્), Should (શુડ્), Do (ડુ), Did (ડીડ્), Need (નીડ્), Dare (ડેર્) આ તમામ સહાયકાર ક્રિયાપદો કહેવાય છે. સહાયકારક એટલે કોઈપણ મુખ્ય ક્રિયાપદની મદદમાં રહી આખું વાકય બનાવવામાં મદદ કરે તે. May (મે) કોઈપણ જાતની દલીલ કરવામાં તથા રજા આપવા લેવામાં સહાયકારક તરીકે વપરાય છે. May નું ભૂતકાળ તથા ભવિષ્યકાળ might (માઈટ્) છે. જેમકે:—

હું બહાર જાઉં ? May I go out ? (મે આઇ ગો આઉટ્ ?)

હા તમે જાઓ. Yes you may go (યસ્ યુ મે ગો)

હું તેને બોલાવું ? May I call him ? (મે આઇ કૉલ હીમ્ ?)

ના તમારે તેને બોલાવવાની જરૂર નથી. No you need not call him (નો યુ નીડ્ નૉટ્ કૉલ્ હીમ્).

### વાંચનપાઠ.

## બિલાડી. The Cat.

બિલાડી એક ઘણું ચપળ પ્રાણી છે. તેને ચાર પગ અને એક પૂછડી હોય છે. તેને શરીરે સુંવાળાં રૂવાં હોય છે ને બે ચળકતી આંખો હોય છે,

જે વડે તે રાત્રે પણ જોઇ શકે છે રાત્રે જ્યારે આપણે બધા સૂઈ જઇએ છીએ ત્યારે બિલાડી આપણાં ઘરમાં આવે અને ઉંદરોને પ્રકડવા પ્રયત્ન કરે છે. તે ઉંદરોને પકડે છે. તેથી મીઆંઉ મીઆઉ કરે છે. તેને પંજાને છેડે તીણાં નહોર હોય છે જે વડે તે નહોર ભરાવે છે. મ્હારા ઘરમાં એક બીલાડી છે. તે પાળેલી બીલાડી છે. અમે તેની સાથે રમીએ છીએ.

ચપળ Quick (ક્વીક્) a.
સુંવાળા Soft (સૉફ્ટ્) a.
રૂવાં Fur (ફર્) n.
ચળકતી Bright (બ્રાઇટ્) a.
તીણા Sharp (શાર્પ્) a.
નહોર A claw (એ ક્લૉ) n.
નહોર ભરાવવા To scratch (ટુ સ્ક્રૅચ્).
મીઆંઉ મીઆઉ કરવું To mew (ટુ મ્યુ) v.
છેડે At the end (ઍટ્ ધી એન્ડ્)
છેડો An end (ઍન્ ઍન્ડ્) n.
પંજો A paw (એ પૉ) n.
જેવડે With which (વીથ્ વીચ્)
પાળેલી Tame (ટેઈમ્) a.

The cat is a very quick animal. It has four feet and one tail. It has soft fur over its body. It has two bright eyes with which it can see at night also. At night, when we all sleep, the cat comes into our house and tries to catch mice. It catches mice. It has sharp claws at the end of its paws with which it scratches. There is a cat in my house. It is a tame cat. We play with it.

---

# દિવસ ૪૪ મો.

## કૂતરો The dog.

### વાંચનપાઠ.

કૂતરો એક ચોપગું પ્રાણી છે. તે ઘણું ઉપયોગી છે. તેને ચાર પગ અને એક પૂંછડી હોય છે. તે એક ઘણુંજ નિમક હલાલ પ્રાણી છે. જો આપણે તેને ખાવાનું આપીએ તોતે આપણને બહુજ ચ્હાય છે અને જો આપણે તેને પાળીએ તો તેઆપણી ઘણી સેવા ઉઠાવે છે. તે આપણા ઘરની ચોકી કરે છે. તે કોઈ પણ અજાણ્યા માણસને આપણા ઘરમા દાખલ થવા દેતો નથી. જ્યારે કોઇ અજાણ્યો માણસ આપણા મકાનમાં દાખલ થાય છે ત્યારે તે ભસવા માંડે છે. રાત્રે તે આપણા ઘરનું ચોરોથી રક્ષણ કરે છે. જો રાત્રે તે કોઈ ચોરને દેખે છે તો તુરત મોટેથી ભસે છે અને જો ચોર મકાનમાં દાખલ થાય છે તો તેને તે કરડે છે. અંગ્રેજ લોકો કૂતરાને રાખવાના ઘણા શોખીન હોય છે. સ્પેનના કૂતરા વખણાય છે.

ચોપગું Four-legged ( ફોર્ લેગ્ડ્ ) a.
પ્રાણી An animal ( ઍન્ ઍનીમલ્ ) n.
ઉપયોગી Useful ( યુઝ્ફુલ્ ) a.
નિમકહલાલ Faithful ( ફેથ્ફુલ ) a.
પાળવું To tame ( ટુ ટેઈમ્ ) v.
સેવા ઉઠાવવી To do service ( ટુ ડુ સર્વિસ્ )
ચોકી કરવી To watch ( ટુ વૉચ ) v.
અજાણ્યો માણસ A stranger ( એ સ્ટ્રેન્જર્ ) n.
આવવા દેવું To allow ( ટુ ઍલાઉ ) v.
દાખલ થવું To enter ( ટુ એન્ટર્ ) v.
ભસવું To bark ( ટુ બાર્ક ) v.

માંડવું To begin ( ટુ બીગીન ) v.
ચોર A thief ( એથીફ )
રક્ષણ કરવું To guard ( ટુ ગાર્ડ ).
મોટેથી Loudly ( લાઉડલી ) ad.
કરડવું To bite ( ટુ બાઈટ ) n.
અંગ્રેજ લોક The English people ( ધી ઇંગ્લીશ પીપલ )
શોખીન Fond ( ફોન્ડ ) a.
વખણાય છે Is praiseworthy ( ઇઝ પ્રેઈઝવર્ધી )

The dog is a four-legged animal. It is very useful. It has four legs and one tail. It is a very faithful creature. If we give it food, it loves us very much, and if we tame it, it does us very great service. It watches our house. It does not allow a stranger to enter our house. When any stranger enters our house, the dog begins to bark. At night it guards our house from thieves. If it sees a thief at night, it soon begins to bark loudly; and if the thief enters the house it bites him. The English people are very fond of keeping dogs. The dogs of spain are praiseworthy.

---

# દિવસ ૪૫ મો.

## ભેદ Voice ( વૉઇસ. )

તમે જાણતા હશો કે ક્રિયાપદ બે પ્રકારનાં છે. ( ૧ ) સકર્મક Transitive verb ( ટ્રાન્ઝીટીવ વર્બ ) અને ( ૨ ) અકર્મક Itransitive verb ( ઇન્ટ્રાન્ઝીટીવ વર્બ ). જે ક્રિયાપદને કર્મ હોય તે સકર્મક અને જેને કર્મ ન હોય

તે અકર્મક. સકર્મક ક્રિયાપદને બે ભેદ છે તેને અંગ્રેજીમાં 'વૉઇસ' (Voice) કહે છે. (૧) Active Voice (ઍક્ટીવ્ વૉઇસ્) મૂળભેદ અને (૨) Passive Voice (પૅસીવ્ વૉઇસ્) સહાભેદ.

જે ક્રિયાપદને કર્તા સીધી રીતે લાગે છે તે 'ઍક્ટીવ વૉઇસ્' (Active Voice) કર્તૃવાચક અને જેને કર્ત્તા આડી રીતે લાગે છે તે 'પૅસીવ્ વૉઇસ્' (Passive Voice) સહાભેદ અથવા કર્મણીવાચક જેમકે—

"ઍક્ટીવ્ વૉઇસ્"—હું આ કામ કરૂં છું I do this work (આઈ ડૂ ધીસ્ વર્ક).

પૅસીવ્ વૉઇસ્—આ કામ મારાથી કરાય છે. This work is done by me. (ધીસ્ વર્ક ઇઝ્ ડન્ બાય મી).

ઉપલાં વાક્યમાં તપાસશો તો જણાશે કે 'ઍક્ટીવ વૉઇસમાં' જે શબ્દ કર્મ હતો તે 'પેસીવ' માં કર્તા થઇ ગયો. પહેલાં વાક્યમાં work કર્મ છે. અને બીજામાં This work થી શરૂ થતો શબ્દ કર્ત્તા છે.

"એક્ટીવ વૉઇસ" અને "પૅસીવ્ વૉઇસ" વચ્ચે મુખ્ય તફાવત એટલો છે કે—

૧. 'એક્ટીવ' માં કર્મ હોય તો 'પૅસીવમાં' કર્તા થાય.

૨. 'પૅસીવ' માં ક્રિયા બીજા ઉપર લાગુ પડતી હોય અને "એક્ટીવ" માં પોતા ઉપરજ તે ક્રિયા લાગુ થાય.

૩. પૅસીવ કરતાં પહેલાં to be નું રૂપ લાગે અને તેની પછી ભૂતકૃદંતનું રૂપ આવે; અને ત્યાર પછી by (વડે) શબ્દ આવે જેમકે:—

Active:—I cut this tree (આઇ કટ્ ધીસ્ ટ્રી) હું આ ઝાડ કાપું છું.

Passive:—This tree is cut by me (ધીસ્ ટ્રીઈઝ્ કટ્ બાય્ મી) આ ઝાડ મારાથી કપાએલું છે.

Active;—I read my lesson (આઇ રીડ્ માય્ લેસન્) હું મારો પાઠ વાંચું છું.

Passive:—My lesson is read by me ( માય્ લેસન્ ઈઝ્ રેડ્ બાય મી ) મારો પાઠ મારાથી વંચાએલો છે.

Active:—The policeman killed a man ( ધી પોલીસ્‌મૅન્ કીલ્ડ્ એ મૅન્ ) પોલીસવાળાએ માણસને મારી નાંખ્યો.

Passive:—A man is killed by the policeman ( ઍ મૅન્ ઇઝ્ કીલ્ડ્ બાય ધી પોલીસ્‌મૅન્ ) એક માણસ સીપાઇથી મારી નંખાએલો છે.

ઉપરનાં દ્રષ્ટાંતોથી હવે તમને પેસીવ વૉઇસની સમજણ પડી હસે. સકર્મક ક્રિયાપદનોજ "પેસીવ વોઈસ" થઇ શકે. હવે જ્યાં જ્યાં પૅસીવવોઇસ આવે ત્યાં ત્યાં ધ્યાન પૂર્વક તપાસતાં જવું.

## વાંચનપાઠ.

એક લોભીએ પોતાનું ધન એક કોટડીમાં એક ખાડામાં સંતાડયું હતું તે હરરોજ ત્યાં જતો અને પોતાનું ધન ગણતો. એક દિવસે જ્યારે તે ગણતો હતો ત્યારે એક હિંમતવાન લુંટારો તે કોટડીમાં પેઠો અને બધું ધન તેણે જોયું. તેજ રાત્રે તે લુંટારે તે ઘરમાંનું તમામ ધન લુંટી લીધું. બીજે દિવસે જ્યારે તે લોભીઓ તે કોટડીમાં ગયો ત્યારે તેણે પોતાનું ધન જોયું નહીં. આથી તે ઘણો દિલગીર થયો અને મોટી બૂમો પાડી રડવા લાગ્યો. બૂમો સાંભળીને પાડોશીઓ દોડી આવ્યાં. જ્યારે પાડોશીએ પૂછ્યું ત્યારે તેણે પોતાના ધન વિષે તેમને કહ્યું. બિચારાં પાડોશીઓ તે બાબતમાં કાંઈ કરી શક્યાં નહીં અને લોભીએ પોતાનું સઘળું ધન ગુમાવ્યું.

A miser had hidden his wealth in a hole in a room. He used to go there everyday and count his wealth. One day when he was counting, a bold robber entered that room and he saw all the wealth. On the same night the robber robbed all the wealth. On the next

day when the miser went into the room, he did not see his Wealth. By this he became very sorry and began to cry loudly. On hearing the cries the neighbours came running. When the neighbours asked, he told them about his wealth. The poor neighbours could not do anything in the matter and the miser lost all his wealth.

---

# દિવસ ૪૬ મો.

## પૂર્ણવર્તમાનકાળ The Perfect Present Tense

## ( ધી પર્ફેક્ટ પ્રેઝન્ટ્ ટેન્સ્ ).

જેમ સાદો વર્તમાન, સાદો ભૂત અને સાદો ભવિષ્યકાળ છે, તેમ પૂર્ણ વર્તમાન, પૂર્ણ ભૂત અને પૂર્ણ ભવિષ્યકાળ પણ છે. આ કાળ ક્રિયા પૂર્ણ થએલી બતાવવામાં વપરાય છે. આ કાળ બતાવવાને ભૂત કૃદંતનાં રૂપ પહેલાં To have નું રૂપ મુકાય છે. જેમકે હું આવ્યો છું–આવેલો છું. આમાં મારા આવવાની ક્રિયા પૂરી થઇ ગઇ છે. માટે તેને આપણે અંગ્રેજીમાં 'I have come' 'આઈ હૅવ કમ્' કરીશું. તેજ પ્રમાણે કોઈપણ પૂર્ણ વર્તમાનકાળનું રૂપબની શકે. જેમકે—

મેં તે કરેલું છે I have done it ( આઈ હૅવ્ ડન્ ઈટ્ ).

મેં તે કર્યું નથી I have not done it ( આઇ હૅવ્ નૉટ્ ડન્ ઇટ્ ).

મેં તે કર્યું છે? ( પ્રશ્ન ) Have I done it? ( હૅવ્ આઈ ડન્ ઇટ્ ? )

મેં તે નથી કર્યું ? ( પ્રશ્ન ) Have I not done it? ( હૅવ્ આઇ નૉટ્ ડન્ ઇટ્ ? )

તે આવ્યો છે? Has he come? ( હૅઝ્ હી કમ્ ? )

તે નથી આવ્યો ? Has he not come ? ( હૅઝ્ હી નૉટ્ કમ્ ? )
તે હમણાંજ આવ્યો છે. He has come just now. ( હી હૅઝ્ કમ્ જસ્ટ્ નાઉ ).
તે આવ્યો નથી He has not come ( હી હૅઝ્ નૉટ્ કમ્ )
તેઓ તે લાવ્યા છે. They have brought it. ( ધે હૅવ્ બ્રૉટ્ ઇટ્. )
તેઓ તે લાવ્યા નથી. They have not brought it( ધે હૅવ્ નૉટ્ બ્રૉટ્ ઇટ્ )
તેઓ મારી ચોપડી લાવ્યા છે ! Have they brought my book ? ( હૅવ્ ધે બ્રૉટ્ માય્ બૂક્ ?)
તેઓ પાંચ રૂપીયા લાવ્યા નથી ? Have they not brought five rupees ? ( હૅવ્ ધે નૉટ્ બ્રૉટ્ ફાઇવ્ રૂપીઝ્ ? )
તમે આવ્યા છો ? Have you come ? ( હૅવ્ યુ કમ્ ? )
તેઓ આવ્યા નથી ? Have they not come ? ( હૅવ્ ધે નૉટ્ કમ્ ? )
તમે ત્યાં ગએલા છો ? Have you gone there ? ( હૅવ્ યુ ગૉન્ ધૅર્ ? )
હા મેં ગીરનાર જોયો છે ? Yes I have seen Girnar ( યસ્ આઇ હૅવ્ સીન્ ગીરનાર્ )
તમે મથુરા ગયા છો. You have gone to Mathura (યુ હૅવ્ ગૉન્ ટુ મથુરા.)
આપણે બહુ દૂર ચાલ્યા છીએ. We have walked a long way ( વી હેવ્ વૉકડ્ એલૉંગ્ વે )
તમે સારી નોકરી બજાવી છે. You have done good service ( યુ હેવ્ ડન્ ગુડ્ સર્વીસ્ )
તેણે નવું ટેબલ બનાવ્યું છે. He has made a new table ( હી હૅઝ્ મેઇડ્ એન્યુ ટેબલ્ )
આપણે તેમને વિષે ઘણું સાંભળ્યું છે. We have heard much about them ( વી હૅવ્ હર્ડ મચ્ અબાઉટ્ ધેમ્ )
અમે તેને આવવાનું કહ્યું છે. We have told him to come ( વીહૅવ્ ટોલ્ડ્ હીમ્ ટુ કમ્ ).

# વાંચન પાઠ.

## ઇશ્વર.

ઈશ્વરે મને આ જીંદગી આપી છે. તેણે મને એક સુંદર શરિર આપ્યું છે. તેણે મને સાંભળવાને કાન આપ્યા છે. તેણે મને ચાલવાને બે પગ આપેલા છે. તેણે મને કામ કરવાને હાથ આપ્યા છે. તેણે મને જોવાને આંખો, સુંઘવાને નાક. ચાવવાને દાંત, અને સ્વાદ લેવાને જીભ આપેલી છે. ઈશ્વર આપણા તરફ ઘણો માયાળુ છે. તેણે આપણને ઘણી સારી વસ્તુઓ આપેલી છે. તેણે આપણને એટલી બધી વસ્તુઓ આપેલી છે કે તેનું આપણે વર્ણન કરી શકીએ નહી. તેની મહેરબાનીના બદલામાં આપણે શું કરી શકીએ ! આપણે તેને રાજી કરવા ને પ્રાર્થના કરવી જોઈએ. ઇશ્વર જે તેને હમેશાં યાદ કરે છે તેમને ચાહે છે. હું તેનું નામ કદી ભૂલીશ નહી. હું દરરોજ ઇશ્વરને યાદ કરીશ. પ્રભુનું ભજન કરવું તે માણસ જાતનું મુખ્ય કર્તવ્ય છે.

જીંદગી Life (લાઇફ્) n.
શરિર Body (બૉડી) n.
દાંત Teeth (ટીથ્) n.
વર્ણન કરવું To describe (ટુડીસ્ક્રાઈબ્) v.
મહેરબાની Favour (ફેવર્) n.
ના બદલામાં In return of (ઈન્‌રીટર્ન ઑફ્) n.
રાજી કરવો To please. (ટુ પ્લીઝ્) v.
પ્રાર્થના કરવી To pray to (ટુ પ્રેટુ) v.
યાદ કરવું To remember (ટુ રીમેમ્બર્) v.
ભૂલી જવું To forget (ટુ ફર્ગેટ્) v.
ભજન કરવું To worship (ટુ વર્શિપ્) v.
કર્તવ્ય Duty (ड्यूटी) n.
મુખ્ય Chief (ચીફ્) a.

સુંઘવું To smell ( ટુ સ્મેલ્ ) v.
ચાવવું To chew ( ટુ ચ્યુ ) v.
સ્વાદ લેવો To taste ( ટુ ટેસ્ટ્ ) v.
જીભ The tongue ( ધી ટંગ્ ) n.
કદી નહી Never ( નેવર્ ) ad.

## God.

God has given me this life. He has given me a nice body. He has given me ears to hear. He has given me two legs to walk. He has given me hands to work. He has given me eyes to see, a nose to smell, teeth to chew, and a tongue to taste. God is very kind to us. He has given us many good things. He has given us so many things that we cannot describe them. What can we do in return of His favour ? We must pray to Him to please Him. God loves those who remember Him. I will never forget His name. I will remember God everyday. It is the chief duty of man to worship God.

---

## દિવસ ૪૭ મો.

### પૂર્ણ ભૂતકાળ Perfect Past Tense (પર્ફેક્ટ્ પાસ્ટ્ટેન્સ્)

જેમ 'ટુ હેવ્' નાં રૂપની પછી ક્રિયાપદનું ભૂતકૃદંતનું રૂપ મુકીને પૂર્ણવર્તમાન બનાવી શકાય છે તેમ 'ટુ હેવ' ના ભુતકાળનું રૂપ મુકીને ક્રિયાપદનું ભૂતકૃદંતનું રૂપ મુકવાથી 'પૂર્ણ ભૂતકાળ' બનાવી શકાય છે. જેમકે:—

હું ત્યાં ગયો હતો. I had gone there. આજ વાક્યને જો આપણે

પૂર્ણ વર્તમાન કાળમાં બોલીએ તો 'હું ત્યાં ગયો છું' થાય. I have gone there' ફેર માત્ર એટલોજ કે ભૂતકાળમાં આપણે have નું ભૂતકાળનું રૂપ had કર્યું. આ પ્રમાણે ગમે તે પૂર્ણ ભૂતકાળવાળું વાક્ય બનાવી શકાય છે.

અંગ્રેજ લોકો સો વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં આવ્યા હતા. The English people had come to India a hundred years back (ધી ઇંગ્લીશ્ પીપલ્ હૅડ્ કમ્ ટુ ઈન્ડીયા એ હન્ડ્રેડ્ ઈઅર્સ બૅક્)

હુમાયુએ હિંદુસ્તાનમાં દસ વર્ષ રાજ્ય કર્યું હતું. Humayun had reigned in India for ten years. (હુમાયુ હૅડ્ રેઇન્ડ્ ઇન્ ઈન્ડીયા ફૉર ટેન્ ઈઅર્સ)

અકબર ઘણી લડાઇઓ લડયો હતો. Akbar had fought many battles (અક્બર હૅડ્ ફૉટ્ મૅનીબૅટલ્સ્).

વેપારીને એંશી રૂપીઆ આપવાના હતા. The merchant had eighty rupees to pay (ધી મર્ચન્ટ્ હૅડ્ એઇટી રૂપીઝ્ ટુ પે).

તેણે ડહાપણથી રાજ્ય કર્યું હતું He had reigned wisely (હી હૅડ્ રેઇન્ડ્ વાઇઝ્લી)

Sherkhan **had changed** his name to Shershah. He **had** no pity for an enemy and **had never kept** his word, He **had reigned** only for four years. His son **had succeeded** him. On his death the kingdom had fallen into disorder, and Humayun **had retaken** it.

To change (ટુ ચેન્જ્) v બદલવું.
Pity (પીટી) n. દયા
Enemy (એનીમી) n દુશ્મન, શત્રુ.
Had never kept his word. (હૅડ્ નેવર કેપ્ટ્ હીઝ્ વર્ડ્) કદી પોતાનું વચન પાળ્યું નહોતું.

To reign (રેઈન્) v. રાજ્ય કરવું.

Had succeeded ( હૅડ્ સક્સીડેડ્ ) v. ની પછી આવ્યો હતો.
Disorder ( ડીઑર્ડર્ ) n. અવ્યવસ્થા.
To retake ( ટુરીટેક્ ) v પાછું લેવું.

શેરખાને પોતાનું નામ શેરશાહ બદલ્યું હતું. તેને શત્રુ ઉપર દયા નહોતી અને પોતાનું વચન કદી પાળ્યું નહોતું. તેણે માત્ર ચાર વરસજ રાજ્ય કર્યું હતું. તેની પછી તેની ગાદીએ તેનો પુત્ર આવ્યો હતો. તેના મરણ પછી રાજ્ય અવ્યવસ્થામાં પડ્યું હતું અને હુમાયુએ પાછું તે લઇ લીધું હતું.

Akbar was strong and handsome. He had a fair, ruddy face. He had a great many guns. With one gun he **had killed** nineteen hundred beasts. Akbar was not a learnedman himself and for many years he could not read or write, because his uncle **had not taught** him when he was a boy but he was verg fond of having books to read him. He had a large library with more than five thousand books in it. He was very fond of painting and had a great many pictures. He loved to hear good music and poetry.

## words.

Handsome ( હેન્ડ્સમ્ ) સુંદર, રૂપાળો
Fair ( ફેર્ ) a. સુંદર
Ruddy ( રડી ) a. રતાશ પડતો.
A Great many ( એગ્રેટમેની ) a. ઘણીજ
Beasts ( બીસ્ટસ્ ) n. પશુઓ.
Learned ( લર્નેડ્ ) a. વિદ્વાન.
Of having ( ઑફ્ હેવીંગ્ ) રાખવાનો

Fond ( ફૉન્ડ્ ) a. શોખીન.
Painting ( પેઇન્ટીંગ્ ) n. ચિત્રકામ.
Music ( મ્યુઝીક્ ) n. સંગિત.
Poetry ( પોએટ્રી ) n. કવિતા.

અકબર બળવાન અને રૂપાળો હતો. તેને સુંદર રતાશ પડતો મ્હેરો હતો. તેની પાસે ઘણીજ બંદુકો હતી. એક બંદુકથી તેણે ઓગણીસો પશુઓ માર્યા હતાં. અકબર પોતે વિદ્વાન માણસ નહોતો અને ઘણાં વરસો સુધી તે લખી વાંચી જાણતો નહોતો, કારણકે જ્યારે તે છોકરો હતો ત્યારે તેના કાકાએ તેને ભણાવ્યો નહોતો, પણ તે પોતાને વાંચી સંભળાવવાને ચોપડીઓ રાખવાનો ઘણો શોખીન હતો. પાંચ હજાર કરતાં વધારે પુસ્તકોવાળી તેની પાસે એક લાયબ્રેરી હતી. તે ચિત્ર કામનો ઘણો શોખીન હતો અને તેની પાસે ઘણાં ચિત્રો હતાં. તે સારૂં સંગિત અને કવિતા સાંભળવાનો શોખીન હતો.

---

## પાઠ ૪૮ મો.

## પૂર્ણ ભવિષ્યકાળ Perfect Future Tense ( પર્ફેક્ટ્ ફ્યુચર્ ટેન્સ્ )

પૂર્ણ વર્તમાન અને પૂર્ણ ભુતકાળની માફક જ પૂર્ણ ભવિષ્યકાળ બને છે ફક્ત તફાવત એટલોજ કે have નાં રૂપ પહેલાં ભવિષ્યકાળનું રૂપ Shall અથવા will નિયમ પ્રમાણે મુકવું જોઈએ. પૂર્ણ ભવિષ્યકાળ એવું બતાવે છે કે ભવિષ્યકાળમાં અમુક ક્રિયા પુરી થઈ ગએલી હશે. જેમકેઃ—

તે વખતે અમે આવેલા હોઇશું. We shall have come by that time. ( વીશૅલ્ હૅવ્ કમ્ બાય્ ધૅટ્ ટાઇમ્ )

જ્યારે તમે આવેલા હશો ત્યારે સંચિમ દોરી મેલ્યા હશે. When you

**will have come** he **will have drawn** the picture ( વ્હેન યુ વીલ્ હૅવ્ કમ્ હી વીલ્ હૅવ્ ડ્રૉન્ ધી પીક્ચર )

જ્યારે શિક્ષક બોલાવશે ત્યારે હું મારા પાઠ વાંચી રહ્યો હઇશ **I shall have read my** lessons when the teacher will call ( આઇ શૅલ્ હેવ્ રેડ્ માય્ લેસન્સ્ વ્હેન્ ધી ટીચર્ વીલ્ કૉલ્ ).

સોમવાર પહેલાં તે મુંબઇ ગએલો હશે. He **will have gone** to Bombay before Monday ( હી વીલ્ હૅવ્ ગૅાન્ ટુ બૅાગ્બે બીફૅાર મન્ડે ).

તે આવે તે પહેલાં અમે ગાઇ લીધું હશે. We **shall have** sung before he will come. ( વી શૅાલ્ હૅવ્ સન્ગ્ બીફૅાર્ હી વીલ્ કમ્ ).

તમારો તાર મળ્યા પહેલાં અમે ખરીદી રહ્યા હઇશું We **shall have** bought, before we get your telegram ( વી શૅાલ્ હૅવ્ બૅાટ્ બીફૅાર્ વી ગેટ્ યૅાર્ ટેલીગ્રામ ).

આ ઉપરના દાખલા પરથી હવે તમને પૂર્ણ ભવિષ્યકાળની રીત સ્પષ્ટપણે સમજાઇ હશે. હવે એક વાંચન પાઠ કરી આપણે આગળ વધીશું-

## વાંચનપાઠ.

## સૂર્ય The sun ( ધી સન્ )

સૂર્ય પ્રકાશનો એક મોટો દડો છે. તેમાં અમાપ તેજ છે. તેમાં ઘણી ગરમી છે સૂર્ય દરરોજ સવારે પૂર્વમાં ઉગે છે અને દરરોજ સાંજે પશ્ચિમમાં આથમે છે. બપોરે જ્યારે તે આકાશની વચ્ચે આવે છે ત્યારે તે ઘણો ગરમ અને પ્રકાશીત જણાય છે, તે વખતે આપણે તેની સામું જોઇ શકતા નથી. સૂર્ય આપણું જીવન છે. તેના વિના આપણે જીવી શકીએ નહીં. રાત્રે તે દૂરના બીજા દેશોને પ્રકાશ આપે છે. આપણે સૂર્યની પાસે જઈ શકીએ નહીં કારણ કે તે આપણાથી હજારો માઇલ દૂર છે. રાત્રે આપણે સૂર્યને જોઇ શકતા નથી. ઇશ્વરે આપણને સૂર્યનું અજવાળું આપેલું છે. ઇશ્વર આપણા તરફ કેવો

ભલો છે ! સૂર્ય એક દેવ છે. હિંદુ લોકો તેને પૂજે છે કારણ કે તે એક કુદરતનું જીવનદાતા તત્વ છે.

અમાપ Immeasurable ( ઇમ્મેઝરેબલ ) a.
ઘણુંજ Immense ( ઈમ્મેન્સ ) a.
પૂર્વ The East ( ધી ઈસ્ટ ) n.
પાશ્ચમ The west ( ધી વેસ્ટ ) n.
બપોરે At noon ( ઍટ નૂન ) ad.
દૂરના Far away ( ફાર અવે ) ad.
પાસે પહોંચવું To reach ( ટુ રીચ ) v.
દેવ A deity ( એ ડીટી ) n.
કુદરત Nature ( નેચર ) n.
જીવનદાતા Life giving ( લાઈફ ગીવીંગ ) a.
તત્વ Element ( એલીમેન્ટ ) n.
ગરમી Heat ( હીટ ) n.
વચ્ચે In the middle ( ઈન ધી મીડલ )

## The Sun.

The sun is a big ball of light. There is immeasurable light in it. There is immense heat in it. The sun rises in the East every morning and sets in the west every evening. At noon when he comes in the middle of the sky he looks very hot and bright. We cannot look at him then. The sun is our life. We cannot live without him. At night he gives light to other lands far away. We cannot reach the Sun because he is thousands of miles away from us. We cannot see the sun at night.

God has given us the light of the Sun. How good God is to us? The Sun is a deity. The Hindus worship him because he is the life giving element of nature.

## વાંચનપાઠ.

There was a great sage whose name was Vishvamitra. He was born a Kshatriya, but by severe austerities he became a Brahman. He came to king Dasharatha and said. "There are two Rakshasas in the forest who do not live the Brahmans alone. They come and spoil our sacrifices. When all is ready they spinkle blood on the alter. Send Rama, O king, to destroy these Rakshasas."

Sage ( સૅઇજ્ ) n. રૂષિ.
Vishvamitra (વિશ્વામિત્ર ) n. રૂષિનું નામ.
Kshatriya ( ક્ષત્રિય ) n. ક્ષત્રિય.
Severe ( સીવીઅર્ ) a. સખત.
Austerities ( ઑસ્ટેરીટીઝ્ ) n. તપ.
Rakshasas ( રાક્ષસસ્ ) n. રાક્ષસો.
Forest ( ફૉરેસ્ટ્ ) n. જંગલ.
Who do not live the Brahmans alone જે બ્રાહ્મણોને સુખે રહેવા દેતા નથી.
Spoil ( સ્પૉઇલ્ ) બગાડવું.
Sacrifices ( સૅક્રીફીસીઝ્ ) n. યજ્ઞો.
Sprinkle ( સ્પ્રીંકલ્ ) v. છાંટવું.
Blood ( બ્લડ્ ) n. રૂધીર, લોહી.

Alter (આલ્ટર) n. યજ્ઞકુંડ.

To destroy (ટુ ડીસ્ટ્રૉય્) v. નાશ કરવાને.

O? (ઓ) Int. અરે?

એક મોટા રૂષિ હતા, જેનું નામ વિશ્વામિત્ર હતું. તે ક્ષત્રીય જન્મ્યા હતા પણ સખ્ત તપ વડે તે બ્રાહ્મણ બન્યા. તે દશરથ રાજા પાસે આવ્યા અને કહ્યું "જંગલમાં બે રાક્ષસો છે જે બ્રાહ્મણોને સુખે રહેવા દેતા નથી. તેઓ આવે છે અને અમારા યજ્ઞો બગાડે છે. જ્યારે બધું તૈયાર થાય છે ત્યારે તેઓ યજ્ઞ કુંડ ઉપર લોહી છાંટે છે. અરે રાજા આ રાક્ષસોનો નાશ કરવાને રામને મોકલો.

---

# દિવસ ૪૯ મો.

## વાંચનપાઠ.

A rich man had a daughter fourteen or fifteen years old. She was a very handsome girl. She could read and write and was very clever. The rich man loved his dear daughter very much. He built an elegant apartment for her. He invited the daughters of noblemen to come and play with her. He hired handsome female servants to wait upon her.

Clever (ક્લેવર) a. હોશિઆર.

Elegant (એલીગન્ટ) a. સુંદર.

Apartment (એપાર્ટમેન્ટ) n. ઓરડો.

Invited (ઇન્વાઈટેડ) v. આમંત્રણ આપતો.

Noblemen (નૉબલમેન) n. ઉમદા કુટુમ્બનાં માણસો,

Hired (હાયર્ડ) v. ભાડે રાખી.

Female-servants (ફીમેઈલ્ સર્વન્ટસ્) n. દાસીઓ.

To wait upon her (ટુ વેઇટ્ અપૉન્ હર) તેણીની ખીજમતમાં રહેવાને.

એક પૈસાદાર માણસને ચૌદ કે પંદર વર્ષની ઉમરની એક દિકરી હતી તેણી એક ઘણી સુંદર છોકરી હતી. તેણી વાંચી લખી શકતી અને ઘણી હોશિઆર હતી. તે પૈસાદાર માણસ પોતાની વહાલી છોકરીને બહુ ચ્હાતો તેણે તેણીને માટે એક સુંદર ઓરડો બંધાવ્યો. તે ખાનદાન કુટુંબના માણસોની છોકરીઓને તેણીની પાસે આવવાનું અને તેણીની સાથે રમવાનું આમંત્રણ કરતો તે તેણીની ખીજમતમાં રહેવાને દાસીઓ ભાડે રાખતો.

## વાક્યો.

૧ પવન ઝાડનાં શિખરો હલાવે છે.

૨ પૈસા ચોરો નહીં કારણ કે તેમ કરે છે તેનેરાજાના માણસો શિક્ષાકરેછે.

૩ અપવાસને દિવસે અમે કંઇ ખાતા નથી.

૪ તેણે મારા માટે મુંબઈમાં અનાજનો મોટો જથ્થો ખરીદ્યો છે.

૫ ગોવીંદ ઝાડની ડાળીઓ કાપે છે.

૬ મારે ઘેર આવનાર દરેક માણસને હું હમેશાં ખુશી કરૂં છું.

૭ હું અહીં લાંબો વખત રહ્યો છું હવે હું જઇશ.

૮ ઓ પ્રભુ? તમે પાપી માણસોને પવિત્ર કરો છો.

૯ ઇશ્વર દયાળુ છે.

૧૦ તે ઇશ્વરનીજ સત્તા છે જે વડે આ દુનિઆનું ચક્ર ફરે છે.

૧૧ રાક્ષસોની સાથેની લડાઈમાં રામે સેંકડો દુષ્મનોને પોતાનાં તીક્ષ્ણ હથીઆરોથી ઠાર કર્યા.

૧૨ તે ખાનદાન માણસ છે.

પવન The wind (ધી વીન્ડ્) n.

હલાવે છે Shakes (શેક્સ્) v.

શીખરો Tops ( ટૉપ્સ ) n.
રાજ્યનાં માણસો Officers of the king ( ઑફીસર્સ ઑફ્ ધી કીંગ્ )
અપવાસને દીવસે On the fasting day ( ઑન્ ધી ફાસ્ટીંગ્ ડે )
અનાજ Grain ( ગ્રેઈન્ ) n.
ઠાર કર્યો Killed ( કીલ્ડ્ ) v.
જથ્થો Stock ( સ્ટૉક્ ) n.
હથીઆર Weapons ( વેપન્સ્ ) n.
ડાળીઓ Branches ( બ્રૅન્ચીઝ્ ) n.
ખુશી કરવું To please ( ટુ પ્લીઝ્ ) v.
પાપી Sinful ( સીન્ ફુલ્ ) a.
પવિત્ર કરવું To purify ( ટુ પ્યૉરીફાય્ ) v.
દયાળુ Merciful ( મર્સીફુલ્ ) a.
લડાઈ Fight ( ફાઇટ્ ) n.
તીક્ષ્ણ Sharp ( શાર્પ ) a.

1. The wind shakes the tops of the tree.
2. Do not steal money, because the officers of the king punish those who do so.
3. We do not eat any thing on the fasting day.
4. He has bought a large stock of grain for me at Bombay
5. Govind cuts the branches of the tree.
6. I always please every man who comes to my house.
7. I have stayed here long. Now I shall go.
8. O God ? you purify sinfulmen.
9. God is merciful.

10. It is the power of God by which the wheel of the world goes round.
11. In the fight with the Rakshesas, Rama killed hundreds of his enemies with his sharp weapons.
12. He is a nobleman.

---

## દિવસ ૫૦ મો.

### વાંચનપાઠ.

### ચંદ્ર The moon.

ચંદ્ર સૂર્યના જેવો એક પ્રકાશનો ગોળો છે. સૂર્યને પોતાનું અજવાળુ છે પણ ચંદ્રને પોતાનું અજવાળું નથી. ચંદ્ર ને સૂર્ય પાસેથી અજવાળું મળે છે. સૂર્યનું અજવાળું ચંદ્ર ઉપર પડે છે અને ચંદ્ર પ્રકાશીત થાય છે, આ પ્રકાશ આપણને મળે છે. ચંદ્રનો પ્રકાશ શિતળ છે. દરેક બીજને દિવસે તે નાનો હોય છે. પછી તે મોટોને મોટો થતો જાય છે. આખરે તે એક થાળી જેવો ગોળ થાય છે. જ્યારે તે પુરેપુરો ગોળ થાય છે ત્યારે આપણે તેને પૂનમ કહીએ છીએ. બીજેજ દિવસથી તે નાનો ને નાનો થતો જાય છે. આ પ્રમાણે એક પખવાડીયા પછી પાછો જણાય છે. ચંદ્રનું અજવાળું આંખને ઘણું ઠંડું છે. ચંદ્ર પણ આપણાથી ઘણો દૂર છે. પણ તે સૂર્ય જેટલો દૂર નથી પૂનમને દિવસે રાત્રિ ઘણી રળીયામણી લાગે છે. ઘણા હિંદુઓ પૂનમને દિવસે અપવાસ કરે છે. આ દિવસે કેટલાક હિંદુઓ મીઠું ભોજન જમે છે અને પવિત્ર કામો કરે છે. ચંદ્ર આકાશનો એક ઝગઝગતો દિવો છે.

ના જેવો Like (લાઇક્) Pre.

બીજનો દિવસ The new moon day (ધી ન્યુ મુન્ ડે) n.

પુનમનો દિવસ The full moon day (ધી ફુલ્ મુન્ ડે) n.

મોટો ને મોટો થતો જાય છે. Gets bigger and bigger (ગેટ્સ બીગર્ ઍન્ડ્ બીગર્)

આખરે At last (ઍટ્ લાસ્ટ્) ad.
થાળી A dish (એ ડીશ્) n.
પુરેપુરો Quite (ક્વાઇટ્) ad.
રળીયામણી Beutiful (બ્યુટીફુલ્) a.
અપવાસ કરવો To fast (ટુ ફાસ્ટ્) v.
મીઠું ભોજન Sweet dinner (સ્વીટ્ ડીનર્)
પવિત્ર Holy (હોલી) a.
કામો Deeds (ડીડ્ઝ્) n.
ઝગમગતો Bright (બ્રાઇટ્) a.
દિવો A lamp (એ લૅમ્પ્) n.
નોટ:—ચંદ્રને નારીજાતી કહેવાય છે. (She શી)

## The moon.

The moon like the sun is a ball of light. The sun has its own light, but the moon has no light of her own. The moon gets light from the sum. The light of the sun falls on the moon and the moon becomes bright. We get this light. The light of the moon is cold. She is small on every new moon day. Then she gets bigger and bigger. At last she becomes round like a dish. When she becomes quite round we call it full-moon day. From the next day she gets smaller and smaller. Thus she is seen again after a fortnight. The light of the moon is very cold to the eye. The moon also is

very far from us. But she is not as far as the Sun. The night looks very beautiful on the full Moon day. Many Hindus fast on the full-moon day. On this day some Hindus eat sweet food and do holy deeds. The moon is a bright lamp of the sky.

---

# દિવસ ૫૧ મો.

## ચાલુ વર્તમાનકાળ. Tee Present Continuous Tense

(ધી પ્રેઝન્ટ્ કન્ટીન્યુઅસ ટેન્સ)

આપણે આજ સુધીમાં સાદો વર્તમાન-પૂર્ણવર્તમાન, સાદો ભૂત,-પૂર્ણ ભૂત, સાદો ભવિષ્ય-પૂર્ણ ભવિષ્ય શીખ્યા. હવે આપણે ચાલુ વર્તમાન, ચાલુ ભૂત અને ચાલુ ભવિષ્યકાળ શીખીશું. આજે ફક્ત ચાલુ વર્તમાનજ શીખીશું.

ચાલુ વર્તમાનકાળ બનાવવાને ક્રિયાપદની પહેલાં 'ટુ બી' to be નું રૂપ લગાડીને ક્રિયાપદને ( ing ) પ્રત્યય લગાડવો. જેમકે I am going ( આઈ ઍમ્ ગોઇંગ્ ) હું જાઉંછું. આનો અર્થ એ કે હું જાઉંછું એટલે કે હું જવાની ક્રિયામાં છું યાદ રાખવું કે જ્યારે ક્રિયા શરૂ હોય ત્યારેજ ચાલુ વર્તમાનનું રૂપ આવે છે. જેમકે:-

હું રમું છું I am playing ( આઇ ઍમ્ પ્લેઇંગ્. )
હું આવુંછું I am coming ( આઈ ઍમ્ કમીંગ્ )
તે જાય છે He is going ( હી ઇઝ્ ગોઇંગ્ )
તેઓ દોડે છે They are running ( ધે આર્ રનીંગ્ )
આ છોકરા કામ કરે છે. These boys are working ( ધીઝ્ બૉય્ઝ્ આર્ વર્કીંગ્ )
પેલો છોકરો કૂદે છે That boy is jumping ( ધૅટ્ બૉય્ ઇઝ્ જમ્પીંગ્ )

અમે આપીએ છીએ We are giving (વી આર્ ગીવીંગ્)
માસ્તર શીખવે છે The teacher is teaching (ધી ટીચર્ ઈઝ્ ટીચીંગ્)
અમે ગાઇએ છીએ We are singing (વી આર્ સીંગીંગ્)
આ ડાહી છોકરીઓ વાંચે છે These wise girls are reading (ધીઝ્ વાઈઝ્ ગર્લ્સ્ આર્ રીડીંગ્)
અમે સ્ટેશને જતા નથી પણ અમે બજારમાં જઇએ છીએ. We are not going to the station, but we are going to the market.
તેઓ અહીં આવતા નથી They are not coming here (ધે આર્ નૉટ્ કમીંગ્ હીઅર્)
તે માણસ ગાડી હાંકે છે That man is driving the carriage (ધૅટ્ મૅન્ ઈઝ્ ડ્રાઈવીંગ્ ધી કૅરેજ).

સૂચના:—યાદ રાખવું કે આ પ્રમાણે to be નાં રૂપ પછી ક્રિયાપદને 'ing' પ્રત્યય લગાડીને ચાલુ વર્તમાનકાળ The Present Continuous Tense વાપરી શકાય છે. પરન્તુ જે વખતે તેવો કાળ વાપરી બોલીએ ત્યારે તે ક્રિયા થતીજ હોવી—ચાલુ જોઇએ. જો તેમ ન હોયતો સાદો વર્તમાનજ વાપરવો.

## વાંચનપાઠ.

## શરીર—The body.

શરીર એક ઈશ્વરની મોટી બક્ષીસ છે. આપણે તે માટે શરીરનો સદુપયોગ કરવો જોઇએ. આપણે તેને ખરાબ રીતે વાપરવું નહીં. આપણે આપણાં તમામ અંગોવડે સારાં કામો કરવાં જોઈએ. આપણે કદી જૂઠું બોલવું જોઇએ નહીં, કારણકે જૂઠું બોલવું તે મહા પાપ છે. આપણે હાથવડે કોઇને ઇજા કરવી જોઇએ નહીં. જેઓ પોતાનાં શરીરનો દુરૂપયોગ કરે છે તે પાપીઓ છે. ઈશ્વરનો એવો હુકમ છે કે આપણે ન્યાયી અને પવિત્ર કામો કરવાં જોઇએ. આપણે જો તેમ કરીએ છીએ તો ઈશ્વર આપણા ઉપર ખુશી થાય છે અને તે આપણને સુખી કરે છે.

શરીર The body ( ધી બૉડી ) n.
બક્ષીસ A gift ( એ ગીફ્ટ્ ) n.
સદુપયોગ Good use ( ગુડ્ યુસ્ )
ખરાબ રીતે Badly ( બૅડલી ) ad.
જૂઠું A lie ( એલાઇ ) n.
વડે By means of ( બાય્ મીન્સ્ ઑફ્ )
ઈજા કરવી To hurt ( ટુ હર્ટ ) v.
સદુપયોગ કરવો To make a good use of ( ટુ મેક્ એ ગુડ્ યુસ્ ઑફ્ )
દુરૂપયોગ કરવો To make a bad use of ( ટુ મેક્ એ બૅડ્ યુસ્ ઑફ્ )
હુકમ Command ( કમાન્ડ્ ) n.
ન્યાયી Just ( જસ્ટ્ ) a.
તે માટે Therefore ( ધૅર્ ફોર્ ) ad.
અંગો Limbs ( લીમ્બ્ઝ્ ) n.
એવો Such ( સચ્ ) ad.

The body is a great gift of God. We must therefore make a good use of the body. We must not use it bady. We must do good deeds by means of all our limbs. We must never tell a lie because it is a great sin to tell a lie. We must not hurt any one by means of our hands. Those who make a bad use of their body are sinners. It is the command of God that we must do just and holy deeds. If we do so God is pleased with us and makes us happy.

# દિવસ પર મો.

## ચાલુ વર્તમાનકાળ The Continuous Present Tense.

વૈદ્ય A doctor ( એ ડૉક્ટર ) n.
તંદુરસ્તી Health ( હેલ્થ ) a.
તપાસવું To examine ( ટુ એગ્ઝામીન ) v.
દવા Medicine ( મેડીસીન ) n.
દવાખાનું Hospital ( હૉસ્પીટલ ) n.
ગાડી The train ( ધી ટ્રેન ) n.
ટીકીટ આપવી To issue tickets ( ટુ ઈશ્યુ ટીકેટસ )
શાક Vegetable ( વેજીટેબલ )

વૈદ્ય મારી તંદુરસ્તી તપાસે છે. The doctor is examining my health (ધી ડૉક્ટર ઇઝ એગ્ઝામીનીંગ્ માય્ હેલ્થ )

હું બજારમાં જાઉંછું I am going to the bazar ( આઇ એમ્ ગોઈંગ્ ટુ ધી બઝાર )

તે મારે માટે દવા લાવે છે. He is bringing medicine for me ( હી ઈઝ્ બ્રીંગીંગ્ મેડીસીન ફૉર મી ).

હું તેને માટે જાઉંછું I am going for him ( આઇ ઍમ્ ગોઇંગ્ ફૉર હીમ્ )

તે મારે માટે આવે છે. He is coming for me ( હી ઈઝ્ કમીંગ્ ફૉર મી )

તે તેને દવાખાને લઈ જાય છે He is taking him to the hospital ( હી ઈઝ્ ટેકીંગ્ હીમ્ ટુ ધી હૉસ્પીટલ્ )

હું ચોપડીઓ ખરીદું છું I am buying books (આઈ ઍમ્ બાઇંગ્ બૂક્સ )

તેઓ ચાહ કરે છે They are making tea ( ધે આર્ મેકીંગ્ ટી )

અમે તેમને અમારી સાથે લઈ જઇએ છીએ We are taking them with us ( વી આર્ ટેકીંગ્ ધેમ્ વીથ્ અસ્ )

ટીકીટ માસ્તર ટીકીટો આપે છે. The ticket master is issuing tickets ( ધી ટીકેટ્ માસ્ટર્ ઇઝ્ ઇશ્યુઇંગ્ ટીકેટસ્)

ગાડી ઉપડે છે. The train is starting ( ધી ટ્રૈન્ ઇઝ્ સ્ટાર્ટીંગ્ )

ગાડી દોડે છે. The train is running ( ધી ટ્રૈન્ ઈઝ્ રનીંગ્ )

વરસાદ વરસે છે It is raining ( ઇટ્ ઈઝ્ રેઇનીંગ્ )

છોકરા વાંચે છે The boys are reading ( ધી બૉય્ઝ્ આર્ રીડીંગ્ )

અમે પ્રયત્ન કરીએ છીએ We are trying ( વી આર્ ટ્રાઇંગ્)

બાળક રડે છે, The baby is crying ( ધી બેબી ઈઝ્ ક્રાઈંગ્ )

અમે ફરવા જઇએ છીએ. We are going to take a walk ( વી આર્ ગોઈંગ્ ટુ ટેક એ વૉક્ )

## વાંચનપાઠ.

એકવાર એક શિયાળ લાંબી મુસાફરીએ નીકળ્યું. તે એક વિશાળ રણ કે જ્યાં ખોરાક નહોતો તે ઓળંગીગયું. સાંજને વખતે તેણે એક રણક્ષેત્ર જોયું. આ વખતે તેને ભૂખ લાગી. આથી તે નીચે ખીણમાં ગયું. પણ જેવું તે ખીણમાં દાખલ થયું તેવોજ તેણે એક આવજ સાંભળ્યો. જ્યારે તેણે અવાજ સાંભળ્યો ત્યારે તેને ઘણી બીક લાગી. તોપણ તે અંદર ગયું ને થોડો ખોરાક મેળવ્યો. પછી તેણે જોયું કે અવાજ એક ઢોલમાંથી નીકળતો હતો. એક ઢોલ ઝાડની ડાળીએ લટકાવેલો હતો અને એક ડાળી ઢોલ ઉપર અથડાતી હતી. આથી અવાજ થતો હતો.

એકવાર Once (વન્સ્) ad.
એકવાર Once upon a time ( વન્સ્ અપૉન્ એ ટાઈમ્)
શિયાળ A fox ( ઍ ફૉક્સ્ ) n.
મુસાફરી Journey ( જર્ની ) n.
નીકળ્યું Set out ( સેટ્ આઉટ્ )

વિશાળ Wide ( વાઇડ્ ) a.
રણ A desert ( ડેઝર્ટ ) n.
ખોરાક Food ( ફૂડ ) n.
ઓળંગવું To cross ( ટુ ક્રૉસ ) v.
સાંજને વખતે In the evening ( ઈન્ ધી ઇવ્નીંગ્ ) ad.
રણક્ષેત્ર A battle field ( એ બૅટલ ફીલ્ડ ) n.
તેને ભૂખ લાગી He felt hungry ( હી ફેલ્ટ્ હંગ્રી )
ખીણ A vally ( એ વૅલી ) n.
દાખલ થયું Entered ( એન્ટર્ડ ) v.
અવાજ A sound ( એ સાઉન્ડ ) n.
બીક લાગવી To fear ( ટુ ફીઅર ) v.
ઢોલ A drum ( એ ડ્રમ્ ) n.
ડાળી A branch ( એ બ્રૅન્ચ્ )
લટકાવેલો હતો Was hung ( વૉઝ્ હંગ્ )
અથડાતી હતી. Beat against ( બીટ્ અગેન્સ્ટ્ ).
જેવું As sooo as ( એઝ્ સૂન્ ઍઝ્ )

Once upon a time a fox set out for a long journly. He crossed a wide desert where there was no food. In the evening he saw a battle field. At this time he became hungry. So he went down into a valley. But as soon as he entered the valley he heard a sound. When he heard the sound he feared very much. However he went in and got some food. Then he saw that the sound came from a drum. A drum was hung to a branch of a tree and another branch beat against the drum. This made the noise.

# દિવસ ૫૩ મો.

## ચાલુ ભૂતકાળ. Continuous Past Tense. ( કન્ટી-ન્યુઅસ્ પાસ્ટ્ ટેન્સ્ ).

જેમ ચાલુ વર્તમાનકાળમાં to be નું વર્તમાનકાળનું રૂપ લગાડીને વર્તમાન કૃદંતનું રૂપ વાપર્યું તેમજ ચાલુ ભૂતકાળમાં to be નું ભૂતકાળનું રૂપ લગાડીને વર્તમાન કૃદંતનું રૂપ વાપરવું. જેમકે:—

છોકરો જતો હતો The boy was going ( ધી બૉયવૉઝ્ ગોઈંગ્ )

હું જતો હતો I was going ( આઇવૉઝ્ ગોઇંગ્ )

તમે જતા હતા You were going ( યુવૅર્ ગોઇંગ્ )

મંડળી જમતી હતી. The party was dining ( ધી પાર્ટીવૉઝ્ ડાઈનીંગ્ )

છોકરાં રમતાં હતાં The children were playing ( ધી ચીલ્ડ્રન્ વેર્ પ્લેઈંગ્ )

અમે આવતા હતા. We were coming ( વીવેર્ કમીંગ્ )

બધાં માણસો રસ્તા ઉપર બેઠાં હતાં All men were sitting on the road ( ઑલ્મેન્ વેર્ સીટીંગ્ ઑન્ ધી રોડ્ ).

તમે ગાતા હતા અને માણેકલાલ હારમોનીયમ વગાડતો હતો. you were singing and Maneklal was playing on a harmonium( યુવેર્ સીંગીંગ્ ઍન્ડ્ માણેકલાલ વૉઝ્ પ્લેઈંગ્ ઑન્ એ હારમોનીઅમ.

તેઓ હિંદુઓ હતા ? Were they Hindus ? ( વેર્ ધે હિંદુઝ ? )

કોઈ અવાજ કરતો હતો ? Was any one making a noise? (વૉઝ્ ઍની વન્ મેકીંગ એ નોઇઝ્ ? )

તે વખતે અમે ઉંઘતા હતા ? Were we sleeping at that time ? ( વેર્ વી સ્લીપીંગ ઍટ્ ધૅટ્ ટાઇમ ? )

ત્યારે અમે શું કરતા હતા ? What were we doing then ? ( વોટ્ વેર્ વી ડૂઇંગ્ ધેન્ ? )

સડક ઉપર કોણ આવતું હતુ? Who was coming on the line?
( હુ વૉઝ કમીંગ્ ઑન્ ધી લાઇન્? )

## વાંચન પાઠ.

મોહન અને મનુ બે છોકરા લગભગ સરખી ઉમરના હતા મોહનની ઉમ્મર ૧૦ વર્ષની હતી અને મનુની ઉમ્મર બાર વર્ષની હતી મનુના પિતા એક વેપારી હતા અને મોહનના પિતા એક સરકારી નોકર હતા. તેઓ એકજ પોળમાં રહેતા હતા અને તેથી આ બે છોકરા દોસ્ત થયા, એક દિવસે તેઓ બન્ને સાથે ફરવા ગયા. જેવા તેઓ સડક ઉપર ચાલતા હતા તેવાજ એક સદ્ગૃહસ્થ તેમને મળ્યા. તે પણ ફરવા જતા હતા.

" જુવાન છોકરાઓ તમે કોણ છો? " તે સદ્ગૃસ્થે પૂછ્યું.

અમે વિદ્યાર્થીઓ છીએ સાહેબ, બન્ને છોકરાઓએ સાથે જવાબ આપ્યો.

તમે કયાં રહો છો ?

" અમે સાંકડીશેરીમાં રહીએ છીએ આ મોહન મ્હારો મિત્ર છે. તે મ્હારો અડીને પાડોશી છે " મનુએ જલ્દી જવાબ વાળ્યો.

" તમારા પિતા શું કરે છે " ? સદ્ગૃહસ્થે હસતે મુખે પૂછ્યું.

" મારા પિતા એક વેપારી છે" સાહેબ, મોહનના પિતા સરકારી નોકરીમાં છે અમે બન્ને એકજ નિશાળે જઇએ છીએ; હું પાંચમું ધોરણ શીખું છું અને મોહન ચોથી ચોપડી શીખે છે." મનુએ ફરી જવાબ આપ્યો.

તે સદ્ ગૃહસ્થ આ જવાબથી ઘણા ખુશી થયા અને તેમને ઘણી શાબાશી આપી.

લગભગ Nearly ( નીઅર્લી ) ad.
વેપારી A merchant ( એમર્ચેન્ટ્ ) n.
સરકારી નોકર A government servant ( એ ગવર્નમેન્ટ્ સર્વન્ટ્ ) n.
વિદ્યાર્થી A Student ( એસ્ટુડન્ટ્ ) n.
સાહેબ Sir ( સર ) Int.
સાથે Together ( ટુગેધર ) ad.

અડીને પાડોશી Next doar-neighbour ( નેક્સ્ટ્ ડોર-નેબર્ ) n.
ધોરણ Standard ( સ્ટેન્ડર્ડ ) n.
ઘણા ખુશી થયા Became much pleased ( બીકેમ્ મચ્ પ્લીઝ્ડ )
શાબાશી આપી Thanked ( થેન્ક્ડ ) v.
નોકરી an employ ( ઍન્ ઍમ્પ્લૉય્ ) n.

Mohan and Manu were two boys of nearly the same age. Mohan was ten years old and Manu was twelve years old, Manu's father was a merchant and Mohan's father was a government servant. They lived in the same street and so both these boys became friends. One day they both went for a walk together. As they were walking on the road, they met a gentleman. He also was going to take a walk.

" Who are you young boys ?" asked the gentleman " We are students Sir, " The boys replied together " Where do you live ? Asked the gentleman again. " We live in the Sankadi Street. This mohan is my friend. He is my next door neighbour. " Manu made a quick reply.

" What's your father ? " Asked the gentleman with a smiling face.

" My father, Sir, is a merchant and this Mohan's father is in the government employ. We both go to the same school. I learn in the fifth Standard and Mohan learns the fourth book. " Manu answered again.

# દિવસ ૫૪ મો.

## ચાલુ ભવિષ્ય કાળ. The Continuous Future Tense
## ( ધી કન્ટીન્યુઅસ્ ફ્યુચર્ ટેન્સ્ ).

ચાલુ વર્તમાનકાળ અને ચાલુ ભૂતકાળનાં રૂપો આપણે શીખ્યા ચાલુ ભવિષ્યમાં પણ Shall તથા will નાં રૂપ પછી to be નું રૂપ (સાદું) મુકી વર્તમાન કૃદંતનું ક્રિયાપદનું રૂપ મુકાય છે. જેમકે:-

હું ચાલતો હોઇશ. I Shall be walking ( આઈશેલ્ બી વૉકીંગ્ )

અમે જતા હઈશું We Shall be going ( વીશૅલ્ બી ગોઇંગ્ )

તેઓ લખતા હશે They will be writing ( ધે વીલ્ બી રાઇટીંગ્ )

તમે કામ કરતા હશો. you will be working ( યુ વીલ્ બી વર્કીંગ્ )

તે વખતે હું આવતો હોઈશ. I shall be coming at that time ( આઇશૅલ્ બી કમીંગ્ ઍટ્ ધૅટ્ ટાઈમ્ ).

અમે કોપીબુકો લખતા હોઈશું We shall be writing copy books. ( વીશૅલ્ બી રાઇટીંગ્ કૉપી બૂક્સ્ ).

તમે આવશો ત્યારે હું મ્હારા પાઠો તૈયાર કરતો હોઇશ. I shall be preparing my lessons when you will come. ( આઇ શૅલ્ બી પ્રીપૅરીંગ્ માય્ લેસન્સ્ વ્હેન્ યુવીલ્કમ્ ).

### વાચનપાઠ.

એક રાત્રે વાંદરાંઓનું એક ટોળું ટાઢે થરથરતું હતું. તેઓએ કેટલાક પ્રકારનાં ઝીણાં ટપકાં જમીન ઉપર પ્રકાશતાં જોયાં. તેઓએ કહ્યું "ત્યાં અગ્નિ છે. ચાલો આપણે જઇએ અને ગરમ થઇએ." એક પક્ષીએ તેમનું બોલવું સાંભળ્યું. તેણે કહ્યું 'તમે છો ત્યાંજ બેસી રહો. તેઓ આગીઆ કીડા છે. તે તમને ગરમી નહી આપે. અજ્ઞાન વાંદરાઓએ બૂમ પાડી. "શું તે અ-

મને ગરમ નહીં કરે? તમે એમ કહો છો કે અગ્નિ અમને ગરમી નહીં આપે." "તે પ્રકાશ અગ્નિ નથી. તેઓ આગીયા કીડા છે" વાંદરાઓએ કહ્યું. 'તમે અમારી મશ્કરી કરો છો." અમે તમને વધારે સારી વર્તણુક શીખવીશું. એમ કહીને તેઓએ તે પક્ષીને મારી નાંખ્યું. મૌનં સર્વાર્થ સાધનમ્.

ટોળું troop (એટ્રુપ્)

(ટોળુ જથાવાચક નામ છે માટે ક્રિયાપદ બહુવચનનું લાગે (A crowd were)

થરથરતું Shivering (શીવરીંગ્)

ટપકાં points (પૉઈન્ટસ્)

બોલવું સાંભળવું To over hear (ટુ ઓવર હીયર)

આગીયા કીડા Glow worms. (ગ્લોવર્મસ્)

બૂમપાડી Exclaimed (એકસ્કલેમ્ડ) બૂમ પાડી.

મશ્કરી કરવી To laugh at (ટુલાફ્ ઍટ્)

અજ્ઞાન Ignorant (ઇગ્નરન્ટ્)

સારી વર્તણુક Good manners (ગુડ મૅનર્સ)

મારી નાંખ્યું. Killid (કીલ્ડ્)

મૌન Silence (સાયલન્સ્)

સોનેરી Golden (ગોલ્ડન્)

મૌનં સર્વાર્થ સાધનમ્ Silence is gold (સાયલન્સ ઇઝ્ ગોલ્ડ્)

One night a troop of monkeys were shivering with cold. They saw some tiny points of light shining on the ground. "There is fire" they said. 'Let us go and warm ourselves." A bird over heard them. 'Sit where you are' he said. "These are glow worms. They will not warm you" Exclaimed the ignorant monkeys. "Do you say that fire will not warm us?" "I do" said the bird. "Those lights are not fire. They are glow worms."

"You are laughing at us" said the monkeys. "We will teach you better manners." So, saying they killed the bird. Silence is gold.

---

# દિવસ ૫૫ મો.

## કૃદંતો Participles (પાર્ટીસીપલ્સ).

કૃદંત એટલે અડધો શબ્દ ક્રિયાપદનું કામ કરે અને અડધો નામ કે વિશેષણનો અર્થ બતાવે. જેમકે:—walking stick (વોકીંગ્ સ્ટીક્) આમાં walk ક્રિયાપદ છે તેને (ing) પ્રત્યય લાગવાથી "walking" 'ચાલવાની ફરવાની' બન્યું. આમાં 'walking stick' એટલે ચાલતી સોટી નહીં પણ ચાલતી વખતે રાખવાની સોટી અથવા ફરવા લઈ જવાની સોટી. તેજ પ્રમાણે sleeping room. આ વાક્યમાં sleeping એટલે ઉંઘતો નહીં પણ ઉંઘવાનો—સુવાનો આવો અર્થ જ્યાં જ્યાં બતાવવામાં આવે તે કૃદંત. Participle કહેવાય.

કૃદંત બે જાતનાં છે. (૧) વર્તમાન કૃદંત. Present Participle અને, (૨) ભૂતકૃદંત Past Participle. ઉપરના બે દાખલા 'ing' પ્રત્યય લગાડીને આપ્યા તે વર્તમાન કૃદંતના છે.

ભૂતકૃદંત એટલે ક્રિયાપદને ભૂતકાળનું રૂપ આપીને કરેલો શબ્દ. જેમકે A printed paper. એક છાપેલો કાગળ. આ ઉદાહરણમાં 'print' છાપવું ક્રિયાપદ છે. તેને "ed" પ્રત્યય લગાડીને 'printed' 'પ્રીન્ટેડ=છાપેલો કર્યું. અને ત્યાર પછી paper નામ વાપર્યું એટલે કે ભૂતકૃદંત વિશેષણની માફક વપરાયું. જેમકે:—

A written book—એક લખેલી ચોપડી.

The tried remedy—અજમાવેલો ઉપાય.

A polished instrument—સાફ કરેલું હથીઆર.

Carved wood—કોતરેલું લાકડું.

Fondled child—લાડલડાવેલું છોકરૂં.

Fortunes favoured child—ભાગ્યદેવીની કૃપા પામેલું બાળક.

ઉપરનાં ઉદાહરણથી જણાશે કે દરેક કૃદંત અડધું ક્રિયાપદ છે અને તેને 'ed' કે 'ing' પ્રત્યય લગાડવાથી તે વિશેષણ જેવું કામ કરે છે. જે ક્રિયાપદને "ing" પ્રત્ય લાગે તે વર્તમાન કૃદંત અને "ed" પ્રત્યય લાગે તે ભૂતકૃદંત. અનિયમિત ક્રિયાપદનાં ભૂત કૃદંતનાં રૂપ ઉપર પ્રથમ આપેલા કોઠામાં છે.

વર્તમાન કૃદંતમાં કેટલીકવાર વિશેષણ જેવો ભાવ નહીં આવતાં માત્ર એકલું પણ વપરાય છે. જેમકે:—

**Making** a salam the peom went=સલામ કરીને પટાવાળો ગયો.
**Taking** the box the boy ran off=પેટી લઈને છોકરો દોડી ગયો.
**Hearing** this he became angry=આ સાંભળીને તે ગુસ્સે થયો.
**Going** there he caught the thief=ત્યાં જઈને તેણે ચોરને પકડયો.
**Working** in the office, I got experience.=ઓફીસમાં કામ કરીને મેં અનુભવ મેળવ્યો.

ઉપરના દાખલાથી વર્તમાન કૃદંતનો સ્વતંત્ર ઉપયોગ પણ તમને સમજાશે. એ પ્રમાણે કોઈપણ ક્રિયાપદનું વર્તમાન કૃદંત અને ભૂત કૃદંત બનાવી શકાય છે.

## વાંચનપાઠ.

એકવાર એક તરસ્યો કાગડો પાણી વિનાનાં વનમાં બહુવાર ભટકયો, પણ તેને કયાંઇ પાણી મળ્યું નહીં. પછી તે વન છોડીને ગામની નજીકમાં ગયો. ત્યાં તે એક ખેતરમાં પાણીનો એક ઘડો જોઇને નીચે ઉતર્યો અને ધીમે ધીમે તે ઘડાની પાસે કુદતો ગયો. ઘડામાં પાણી થોડું હતું પણ તે

થોડું પાણી પણ ઘડાને તળીયે હતું. આ કારણથી તે પાણી મેળવવાને અ-શક્ત હતો. પછી તે લુચ્ચા કાગડે ઘડામાં પોતાની ચાંચવડે થોડા કાંકરા નાખ્યા. આથી પાણી ઘડાને મથાળે ચડયું, પછી કાગડે સહેલાઈથી તે પાણી પીધું અને પોતાની તરસ છીપાવી.

તરસ્યો Thirsty ( થર્સ્ટી ) a.
કાગડો A crow ( એ ક્રો ) n.
વિનાના Void of ( વૉઈડ્ ઑફ્ )
વન A forest (એફૉરેસ્ટ્) n.
ભટકયો Rambled ( રૅમ્બલ્ડ્ ) a.
ક્યાંઈ Anywhere ( એનીવેર્ ) ad.
છોડીને Leaving ( લીવીંગ્ ) Pr. P.
નજીક In the vicinity ( ઇન્ ધ્ વીસીનીટી ) n.
કુદતો ગયો Went hopping ( વેન્ટ્ હૉપીંગ્ )
ઉતર્યો. Alighted ( એલાઈટેડ્ ) v.
થોડું A little ( એલીટલ્ ) a.
તળીએ At the bottom ( ઍટ્ ધી બૉટમ્ ) ad.
આ કારણથી On this account ( ઑન્ ધીસ્ ઍકાઉન્ટ્ )
અશક્ત Unable ( અન્ એબલ્ ) a.
લુચ્ચો cunning ( કનીંગ્ ) a.
વડે By means of of ( બાય્ મીન્સ્ ઑફ્ )
ચાંચ Beak (બીક્) n.
થોડા A few ( એફ્યુ ) a.
કાંકરા Pebbles ( પેબલ્સ્ ) n.
આથી By this ( બાય્ ધીસ્ )
ચડયું Rose ( રોઝ્ ) v.
સહેલાઇથી Easily ( ઈઝીલી ) ad.

પીધું Drank ( ડ્રેન્ક ) v.
તરસ Thirst ( થર્સ્ટ ) n.
છીપાવી Quenched ( ક્વેન્ચ્ડ ) v.

Once a crow rambled for a long time in a forest void of water, but he could not get water anywhere. Then leaving the forest he went in the vicinity of a village. There, seeing a pot of water in a field, he alighted, and went slowly hopping near the pot. There was a little water in the pot, but that little water was at the bottom of the pot. On this account he was unable to get water. Then the cunning crow put a few pebbles into the pot. By this the water rose to the top of the pot. Then the crow drank the water easily and quenched his thirst.

---

# દિવસ ૫૬ મો.

હવે તમે સામાન્ય અંગ્રેજી સારી રીતે બોલતાં લખતાં તથા વાંચતાં સમજતાં શીખ્યા હોવા જોઇએ. આ કારણથી આ નીચે થોડા અંગ્રેજી પાઠો તેના અર્થો અને ગુજરાતી તરજુમા સાથે આપ્યા છે તે ધ્યાનપૂર્વક વાંચીને સમજવા.

The letter which Columbus wrote to the King and Queen spread joy through the court. He was asked to come to them atonce, and he lost no time in doing so. He took with him the six Indians and every thing he had brought from their far off land. About the middle of

April in a fine season, Columbus and his train reached the city of Barcelona. The Indians were led on first, and great care was taken to show off the gold which they brought; but every eye was turned on Columbus himself, whose noble bearing was very striking.

Letter ( લેટર્ ) કાગળ.

Columbus ( કોલમ્બસ્ ) એક પ્રખ્યાત વહાણવટી જેણે ૧૪૯૨ માં અમેરિકાખંડ શોધી કાઢયો.

Spread ( સ્પ્રેડ્ ) ફેલાવી

Joy ( જૉય્ ) ખુશી, આનંદ

Through ( થ્રુ ) ચોતરફ

Court ( કોર્ટ્ ) રાજ્ય કચેરી

Atonce ( એટ્વન્સ્ ) તુરતજ

Indians ( ઇન્ડીઅન્સ ) અમેરીકાના મૂળ વતનીઓ

Far-off ( ફાર્ઑફ્ ) દૂરના

Land ( લૅન્ડ્ ) દેશ, ભૂમી.

About ( ઍબાઉટ્ ) ના અરસામાં

April ( એપ્રીલ ) અંગ્રેજી વર્ષનો ૪ થો મહિનો

Season ( સીઝન્ ) રૂતુ.

Train ( ટ્રેઇન્ ) મંડળી; ટુકડી.

Barcelona. ( બારસિલોના ) ઇટાલી

To show off ( ટુ શો ઑફ્ ) બતાવવું.

Was turned ( વૉઝ્ટર્ન્ડ ) દોરાએલી હતી.

Noble ( નોબલ્ ) ઉમદા

Bearing ( બેરીંગ્ ) ચાલ

Striking ( સ્ટ્રાઈકીંગ્ ) આકર્ષક, ધ્યાન ખેંચે તેવું.

જે કાગળ કોલંબસે રાજા અને રાણીને લખ્યો તેણે આખી રાજ્યસભામાં આનંદ ફેલાવી દીધો. તેને તુરત તેમની પાસે આવવાનું કહેવામાં આવ્યું હતું અને તેમ કરવામાં તેણે બીલકુલ વખત ગુમાવ્યો નહીં. તે પોતાની સાથે અમેરીકાના છ અસલ વતનીઓ અને તેમના દૂરના દેશમાંથી જે વસ્તુઓ તે લાવ્યો હતો તે દરેક લઇ ગયો. એપ્રીલ મહીનાની વચમાં સુંદર રૂતુમાં કોલંબસ અને તેની મંડળી બારસીલોના શહેરમાં આવી પહોંચી. પ્રથમ અમેરીકાના ઇન્ડીઅનોને આગળ દોરવામાં આવ્યા હતા અને તેઓ જે સોનું લાવ્યા હતા તે બ્હાર બતાવવાને ઘણી સંભાળ લેવામાં આવી હતી. પરન્તુ દરેક આંખ કોલમ્બસના પોતાના તરફજ ખેંચાઈ રહી હતી જેની ઉમદી ચાલ ઘણી આકર્ષક હતી.

---

# દિવસ ૫૭ મો.

When the people saw the king of Mathura dead, they raised a cry of alarm. Rama and Krishna went to Vasudev and Devki, and opened their prison doors. Then they fell at their parents' feet. Vasudev and Devki were filled with joy to see their dear children.

The wives of King Kansa surrpunded his dead body, and uttered cries of grief. Krishna opened King Ugrasen's prison, and placed him on the throne. From that time Mathura had a good king, and the people were contented and happy.

સૂચના:—અંગ્રેજીમાં નામની પછી 's નિશાની મુકવાથી છઠ્ઠી વિભક્તિ દર્શાવાય છે. જેમકે—**Ram's** રામનું, His **sister's** તેની બ્હેનનું. નામ

જો બહુવચનમાં હોય તો બહુવચન પછી ફક્ત ચિન્હ મુકાય છે. જેમકે—**My brothers,** caps =મ્હારા ભાઇઓની ટોપીઓ. They fell at their **parents,** feet તેઓ તેમના માબાપને પગે પડયા.

Dead ( ડેડ્ ) મરેલો
Raised a cry ( રેઈઝડ્ એ ક્રાય્ ) બૂમ મારી.
Alarm ( ઍલાર્મ ) ભય, બીક
Prison ( પ્રીઝન્ ) કેદખાનું
Doors ( ડોર્ઝ ) બારણાં; દરવાજા.
Parents' ( પેરન્ટસ્ ) માબાપના
Contented ( કન્ટેન્ટેડ્ ) સંતુષ્ટ.
Surrounded ( સરાઉન્ડડ્ ) વીંટળાઈ વળી.
Dead body ( ડેડ્ બૉડી ) મૃતશરિર, મુડદું.
Uttered ( અટર્ડ ) મોઢેથી કાઢી;
Cries ( ક્રાઇઝ્ ) બુમો બોલ્યા.
Grief ( ગ્રીફ્ ) દિલગીરી, શોક.
Placed ( પ્લેસ્ડ્ ) બેસાર્યો.
Throne ( થ્રોન્ ) ગાદી.
Happy ( હૅપી ) સુખી.

જ્યારે લોકોએ મથુરાંના રાજાને મરેલો જોયો, ત્યારે તેઓએ ભયની બૂમ મારી. રામ અને કૃષ્ણ, વાસુદેવ અને દેવકી પાસે ગયા અને તેમનાં બંદીખાનાનાં બારણાં ઉઘાડયાં. તેઓ તેમના મા બાપને પગે પડયા. વાસુદેવ અને દેવકી પોતાના વહાલા છોકરાઓને જોઇને આનંદથી ઉભરાઈ ગયા.

કંસરાજાની સ્ત્રીઓ તેના શબને વીંટલાઇ વળી અને શોકની બૂમો પાડવા લાગી. કૃષ્ણે ઉગ્રસેન રાજાનું કેદખાનું ઉઘાડયું અને તેને ગાદીએ બેસાર્યો. તે સમયથી મથુરામાં સારો રાજા થયો અને લોકો સંતુષ્ટ અને સુખીહતા.

# દિવસ ૫૮ મો.

In Gujarat, there is a beautiful city called Baroda. It is ruled over by a native King. He is called the Gaekwar. Outside the city there is the river called Vishvamitri, and on the bank of this river there is a public garden. This garden is very large and extensive. There are a great many trees and plants of different varieties in it. Some trees are very high. People afflicted by heat take rest under the shade of these trees. On these trees the cucoos sing sweetly in the morning. Besides, there are diverse other birds and beasts that give great joy to the eye of the seer. In several parts of the garden there are beautiful ponds. In the water of these ponds there are beautifil lotuses. Men and women go to take a walk and to breathe sweet air with their children in this garden. Such gardens are for the health of the people. At the same time they add to the beauty of the city.

Ruled over ( રૂલ્ડ્ઓવર્ ) ના ઉપર રાજ્ય કરાય છે.
Native king ( નેટિવ્ કિંગ્ ) દેશીરાજા.
Gaekwar ( ગાએકવાડ્ ) વડોદરાના મહારાજા.
Vishvamitri ( વિશ્વામિત્રી ) વડોદરા પાસેની નદિ.
Bank ( બેંન્ક્ ) કિનારો.
Public ( પબ્લીક્ ) જાહેર પ્રજાનું.
Public garden ( પબ્લીક્ ગાર્ડન્ ) જાહેર પ્રજા માટે બગીચો.
Extnsive ( એક્સ્ટેન્સીવ્ ) વિશાળ.

Great many ( ગ્રેટ્ મૅનિ ) ઘણાં.
Plants ( પ્લૅન્ટસ્ ) રોપાઓ.
Different ( ડીફરન્ટ્ ) જુદા જુદા, ભિન્ન ભિન્ન.
Varieties ( વેરાએટિઝ્ ) જાતો.
Afflicted ( ઍફ્લિક્ટેડ્ ) દુઃખી થએલાં, સપડાએલાં.
Rest ( રેસ્ટ્ ) આરામ.
Shade ( શેઈડ્ ) છાંયો.
Cacoos ( કકૂઝ્ ) કોએલો.
Sing ( સીંગ્ ) ગાવું.
Sweetly ( સ્વીટલી ) મધુરતાથી.
Besides ( બીસાઈડ્ઝ્ ) તે ઉપરાંત.
Diverse ( ડાઈવર્સ ) જુદાં જુદાં
Beasts ( બીસ્ટસ્ ) પશુઓ.
Seer ( સીઅર્ ) જોનાર, પ્રેક્ષક.
Several ( સેવરલ્ ) કેટલાક
Parts ( પાર્ટસ્ ) ભાગો.
Ponds ( પૉન્ડઝ્ ) તળાવો, સરોવરો.
Lotuses ( લોટસીઝ્ ) કમળો
Breathe ( બ્રીધ્ ) શ્વાસ લેવો, સુંઘવું.
Air ( ઍર્ ) હવા.
Health ( હેલ્થ્ ) તંદુરસ્તી.
At the same time( ઍટ્ ધી સેઈમ્ ટાઇમ્ ) તેની સાથે.
Adds ( ઍડ્ઝ્ ) ઉમેરે છે, વધારો કરે છે.
Beauty ( બ્યુટી ) શોભા, કાન્તિ.

ગુજરાતમાં વડોદરા નામનું એક સુંદર શહેર છે; તેના ઉપર એક દેશી રાજા રાજ્ય કરે છે. તે ગાયકવાડ કહેવાય છે. શહેરની બહાર વિશ્વામિત્રી ના-

મની નદિ છે અને આ નદિના કિનારા ઉપર એક જાહેર બગીચો છે. આ બાગ ઘણો મોટો અને વિશાળ છે. તેમાં ભિન્ન ભિન્ન જાતનાં ઝાડો રોપાઓ છે. કેટલાંક વૃક્ષો ઘણાં ઉંચાં છે. તાપેથી અકળાએલા લોકો આ ઝાડની છાયામાં આરામ લેછે. આ ઝાડો ઉપર કોએલો સવારમાં મધુર ટહુકા કરે છે. ( મધુરતાથી ગાયછે) તે ઉપરાંત ત્યાં જુદિ જુદિ જાતનાં પક્ષિઓ અને પશુઓ છે કે જે જોનારની આંખ્યોને અત્યંત આનંદ આપે છે. બગીચાના કેટલાક ભાગોમાં સુંદર સરોવરો છે. આ તળાવોનાં પાણીમાં સુંદર કમળો છે. પુરૂષો અને સ્રીઓ પોતાનાં બાળકો સહિત ફરવાને અને મીઠી હવા લેવાને આ બગીચામાં જાય છે. આવા બગીચા લોકોની તંદુરસ્તીને માટે છે. તેની સાથે તેઓ શહેરની શોભામાં વધારો કરે છે.

---

## દિવસ ૫૯ મો.

In the hermitage of the great sage Gautam, there was a sage whose name was Mahatap. Once that sage saw a young mouse being carried away by a crow in the vicinity of the hermitage. Then he threw a stone at the crow and the crow throwing the rat on the ground flew away. Then the sage bringing the rat to the hermitage brought it up on some grains of corn. One day a cat ran after the rat. Seeing the cat, the rat ran off and hid in the lap of the sage. Then the sage said "Oh, rat go and be a cat." Thus the rat became a cat. Then the cat began to fear the dog. So the sage made him a dog. When a dog he began to fear a tiger. So atlast the sage

made him a tiger. When the rat became a tiger, he once thought. " As long as this sage lives, the history of my birth will remain fresh, therefore it is better to kill him and remain a tiger for ever. " With this evil thought, he went to kill the sage. Seeing this the sage said. "Go and be a rat again." So saying the sage made him a rat again. Low persons getting a higher rank, think to kill their own master.

Hermitage ( હર્મીટેજ્ ) આશ્રમ.
Mahatap ( મહાતપ્ ) મહાતપ નામના રૂષિ.
Crow ( ક્રો ) કાગડો.
Threw ( થ્રુ ) ફેંક્યો.
Bringing ( બ્રીંગીંગ્ ) લાવીને.
Lap ( લૅપ્ ) ખોળો.
Atlast ( એટ્લાસ્ટ્ ) આખરે.
History ( હીસ્ટ્રી ) ઇતિહાસ.
Fresh ( ફ્રેશ્ ) તાજું.
Thought ( થૅાટ્ ) વિચાર.
Low ( લો ) અધમ, નીચ.
Rank ( રૅન્ક્ ) દરજ્જો, પદવી.
Corn ( કૅાર્ન ) અનાજ,
Sage ( સેજ્ ) રૂષિ.
Gautam ( ગૌતમ્ ) ગૌત્તમ રૂષિ.
Being carried away ( બીઇંગ કૅરીડ્ અવે ). લઈ જવાંમાં આવતો.
In the vicinity ( ઇન્ ધી વીસીનીટી ) નજીકમાં, પાડોશમાં.
Stone ( સ્ટોન્ ) પત્થર.

Brought up (બ્રૉટ્ અપ્) ઉછેર્યું.
To fear (ટુ ફીઅર્) ડરવું, બીવું.
As long as (ઍઝ્ લૉંગ્ ઍઝ્) જ્યાં સુધી.
Birth (બર્થ) જન્મ.
For ever (ફૉર્ એવર્) હમેશને માટે.
To kill (ટુ કીલ્) મારવાને.
Getting (ગેટીંગ્) મેળવીને.
Master (માસ્ટર્) સ્વામી, ધણી.
Flew away (ફ્લ્યુ અવે) ઉડી ગયો
Hid (હીડ્) સંતાઈ ગયો.
Tiger (ટાઈગર્) વાઘ.
Will remain (વીલ્ રીમેઈન્) રહેશે.
Evil (ઈવીલ) ખરાબ, અનિષ્ટ.
So (સો) એમ, એ રીતે.
Higher (હાયર્) વધારે ઉંચો.

મહર્ષિ ગૌતમના આશ્રમમાં એક રૂષિ હતા જેનું નામ મહાતપ હતું. એકવાર તે રૂષિએ આશ્રમની નજીકમાં એક કાગડો એક ઉંદરને લઇ જતો જોયો. ત્યારે તેમણે કાગડા તરફ એક પત્થર ફેંક્યો અને કાગડો ઉંદરને જમીનપર ફેંકી દઇને ઉડી ગયો. પછી તે રૂષિએ ઉંદરને આશ્રમમાં લાવીને કંઇક અનાજ ઉપર તેને ઉછેર્યો. એક દિવસે એક બિલાડી ઉંદરની પાછળ દોડી. બિલાડીને જોઇને ઉંદર દોડી ગયો અને રૂષિના ખોળામાં સંતાઈ ગયો. પછી તે રૂષિએ કહ્યુ 'અરે ઉંદર, જા અને બિલાડી થઇ જા.' આ પ્રમાણે ઉંદર બિલાડી બન્યો. પછી બિલાડી કૂતરાથી ડરવા લાગી. તેથી રૂષિએ તેને કૂતરો બનાવ્યો. જ્યારે કૂતરો બન્યો ત્યારે તે વાઘથી ડરવા લાગ્યો. તેથી આખરે રૂષિએ તેને વાઘ બનાવ્યો.

જ્યારે ઉંદર વાઘ બન્યો, ત્યારે તેણે વિચાર્યું કે જ્યાં સુધી આ રૂષિ જીવે છે ત્યાં સુધી મ્હારા જન્મનો ઇતિહાસ તાજો રહેશે. માટે આ રૂષિને મારીને હમેશને માટે વાઘ રહેવું તે વધારે સારૂં છે. આવા અનિષ્ટ વિચારથી તે રૂષિને મારવાને ગયો. આ જોઇને રૂષિ બોલ્યા. "જા અને પાછો ઉંદર બની જા" એમ કહીને રૂષિએ તેને પાછો ઉંદર બનાવ્યો. નીચ—અધમ માણસો ઉંચી પદવી પામીને પોતાનાજ સ્વામીને મારવાનો વિચાર કરે છે.

---

## દિવસ ૬૦ મો.

Benjamin Franklin was the son of a tallow-chandler at Boston, in North America. His father, who was a poor man, brought him up as a printer. Benjamin was fond of reading, and spent all his money he could spare in buying books. At the same time he did not neglect his work. He lived sparingly and never wasted his time. When seventeen years old he removed to Philadelphia, another city in North America and there worked for some time as a printer. He was already able to write a letter in neat and proper language. It chanced that the Governor of the Province saw a letter he had written, and thought so highly of it, that he went to see the young printer at his master's shop and invited him to his house.

Benjamin Franklin (બેન્જામીન્ ફ્રાન્કલીન્) એ નામનો એક પ્રખ્યાત વિદ્વાન અમેરિકામાં થઇ ગયા છે.

Tallow Chandlar ( ટૅલો ચૅન્ડલર્ ) મીણબત્તી બનાવનાર.
Boston ( બૉસ્ટન્ ) ઉતર અમેરિકામાં શહેર છે.
Printer ( પ્રીન્ટર્ ) છાંપનાર, છાપાવાળો.
Spent ( સ્પેન્ટ્ ) ગુજારતો; ગાળતો
Money ( મની ) પૈસા.
Coud spare ( કુડ્ સ્પૅર્ ) બચાવી શકતો.
Neglect ( નીગ્ લેક્ટ્ ) ભૂલી જવું, વિસારી મૂકવું
Sparingly ( સ્પરિંગ્લી ) કરકસરથી.
Wasted ( વૅસ્ટેડ્ ) નકામો ગાળતો
Philadelphia ( ફીલાડેલ્ફીયા ) ઉત્તર અમેરિકામાં શહેર
Removed ( રેમુવ્ડ્ ) ખસ્યો.
North America ( નૉર્થ અમેરિકા ) ઉત્તર અમેરિકા.
Able ( એબલ્ ) શકિતવાન.
Neat ( નીટ્ ) સ્વચ્છ
Proper ( પ્રૉપર્ ) યોગ્ય.
Language ( લૅંગ્વેજ ) ભાષા.
Chanced ( ચાન્સ્ડ્ ) બન્યું.
Province ( પ્રૉવીન્સ ) વિભાગ ઇલાકો.
Invited ( ઇન્વાઇટેડ્ ) આમંત્રણ કર્યું.

બેન્જામીન ફ્રેન્કીલન્ ઉત્તર અમેરિકાનાં બોસ્ટન શહેરના એક મીણબત્તી બનાવનારનો છોકરો હતો. તેનો બાપ જે એક ગરીબ માણસ હતો; તેણે તેને એક છાપવાનું કામ કરનાર તરીકે ઉછર્યો. બેન્જામીન વાંચવાનો શોખીન હતો અને પોતે બચાવી શકતો તે બધા પૈસા પુસ્તકો ખરીદવામાં ખરચતો. તેની સાથે તે પોતાનું કામ ચુકતો નહીં. તે કરકસરથી રહેતો અને કદી પોતાનો વખત નકામો ગુમાવતો નહીં. જ્યારે સત્તર વર્ષનો થયો ત્યારે ઉતર અમેરિકાનાં બીજા શહેર ફીલાડેલ્ફીયામાં ગયો અને ત્યાં એક છાપાવાળા તરીકે

કેટલોક વખત કામ કર્યું. તે ક્યારનોએ સ્વચ્છ અને યોગ્ય ભાષામાં કાગળ લખવાને તે શક્તિમાન થઇ ગયો હતો. એવું બન્યું કે તે ઇલાકાના સુબાએ તેણે લખેલો એક કાગળ જોયો અને તેને માટે એટલો ઉચ્ચો અભિપ્રાય બાંધ્યો કે તે જુવાન છાપનારને મળવાને તે પોતે તેના શેઠની દુકાને ગયો અને તેને પોતાને ઘેર આવવાનું આમંત્રણ આપ્યું.

---

## દિવસ ૬૧ મો.

He who eats much more than he ought to do, is called a glutton. He who is fond of fine food is called an epicure. When any one thus seeks more enjoment from his food than prudence would justify, he greatly lowers himself in the eye of all who think and act rightly. We should take a pleasure in our food, and eat it in moderation with cheerfulness and gratitude; but to think much about it, and to take great pains about its preparation, or to make eating the chief source of our happiness, is a thing more unworthy of us. To eat and drink to live is called temperance, but to live to eat and drink is called gluttony. Temperance is a virtue. Gluttony is a vice. If you want to be healthy observe temperance and hate gluttony. That is the golden rule for health.

Ought (ઑટ્) જોઇએ.
Glutton (ગ્લટન્) અકરાંતીયો.
Fond (ફૉન્ડ્) શોખીન.

Epicure ( એપીક્યૉર્ ) સવાદીયું.
Seeks ( સીક્સ્ ) ખોળે છે, શોધે છે.
Enjoyment ( ઍન્જૉયમેન્ટ્ ) ઉપભોગ, આનંદ.
Prudence ( પ્રુડન્સ્ ) ડહાપણ.
Moderation ( મૅાડરેન્શન્ ) વિવેક.
Gratitude ( ગ્રેટીટ્યુડ્ ) સંતોષ.
Preparation ( પ્રેપરેશન્ ) તૈયારી.
Source ( સોર્સ ) હેતુ, પ્રભવસ્થાન
Unworthey ( અનવર્ધી ) અયોગ્ય, ના લાયક.
Gluttony ( ગ્લટની ) અકરાંતીયાપણું.
Healthy ( હેલ્ધી ) તંદુરસ્ત.
Hate ( હેઈટ્ ) ધિક્કારો.
Justify ( જસ્ટીફાય્ ) ન્યાજબી કહેવું.
Greatly ( ગ્રેટલી ) ઘણુંજ
Lowers ( લોવર્સ ) નીચી પાડે છે.
Himself ( હીમ્સેલ્ફ્ ) પોતાની જાતને.
Act ( ઍક્ટ્ ) વર્તે, કામ કરે.
Rightly ( રાઇટલી ) ખરી રીતે, યોગ્ય રીતે
Pleasure ( પ્લેઝર્ ) આનંદ.
Cheerfulness ( ચીઅરફુલનેસ્ ) આનંદ.
Pains ( પેઇન્સ્ ) શ્રમ.
Chief ( ચીફ્ ) મુખ્ય.
Happiness ( હૅપીનેસ્ ) સુખ
Temperance ( ટૅમ્પરન્સ ) મિતાહારપણું.
Virtue ( વર્ચ્યુ ) સદ્ગુણ
Vice ( વાઇસ્ ) દુર્ગુણ

Observe ( ઑબ્ઝર્વ્ ) પાળો, સેવો.
Golden ( ગોલ્ડન્ ) સોનેરી.

જે જોઇએ તે કરતાં વધારે ખાય છે તે અકરાંતીયો કહેવાય છે. જે સ્વાદિષ્ટ ભોજનનો શોખીન છે તે સ્વાદીયો કહેવાય છે. જ્યારે કોઇપણ આ પ્રમાણે ડહાપણ વ્યાજબી કહે તે કરતાં વિશેષ આનંદ પોતાના ભોજનમાંથી લેવા મથે છે, તે જે લોકો વ્યાજબી રીતે વિચારે છે અને વર્તે છે તેમની નજરમાં પોતાની જાતને ઘણી હલકી પાડે છે. આપણે આપણા ભોજનમાં આનંદ લેવો જોઇએ અને આનંદ અને સંતોષથી તે યોગ્ય પ્રમાણમાં ખાવો જોઇએ પણ તે બાબત ઉપર બહુજ વિચાર કર્યા કરવો અને ભોજનનેજ આપણા સુખનો મુખ્ય હેતુ બનાવવો તે આપણને અણઘટતી બાબત છે. જીવવાને ખાવું પીવું તે મીતાહારપણું કહેવાય છે પણ ખાવા પીવાને માટેજ જીવવું તે અકરાંતીયાપણું કહેવાય છે. મિતાહારપણું સદ્ગુણ છે. અકરાંતીયાપણું દુર્ગુણ છે. જો તમે તંદુરસ્ત રહેવા માગતા હો તો મિતાહાર સેવો અને અકરાંતીયાપણાને ધિક્કારો. તંદુરસ્તીને માટે તે એક સોનેરી નિયમ છે.

---

## દિવસ ૬૨ મો.

A crow taking a large piece of meat, flew away. Going to the top of a high tree he sat there. Wishing to take this piece of flesh, a jackal came there and sat under the tree. The jackal cunningly began to praise the beauty of the crow. " Oh, friend, I tell the fact that I have never seen a bird so beautiful as you are. How nice and tender your wings are? How beautiful your body is? How can I describe your beauty?

Certainly the beauty of your limbs is worth seeing. You have got everything charming. From all this I think about the sweetness of your voice. If your voice is sweet then who else can be equal to you in grace." The crow hearing this false praise, thought very highly of himself. With pride he said "I must remove the doubt of this crow, about my voice." With this intention, he began to sing. As soon as he began singing, the piece of meat, fell from his mouth on the ground. Taking the piece of meat, and laughing at the foolishness of the stupid crow, the jackal went away.

Piece ( પીસ્ ) કકડો.
Flesh ( ફ્લેશ્ ) માંસ.
Cunningly ( કનીંગ્લી ) લુચ્ચાઈથી.
Fact ( ફૅક્ટ્ ) સાચી હકીકત.
Describe ( ડીસ્ક્રાઇબ્ ) વર્ણવવું.
Remove ( રીમૂવ ) ખસેડવું.
Stupid ( સ્ટુપીડ્ ) મૂર્ખ.
Limbs ( લીમ્બ્ઝ્ ) અંગો.
Sweetness ( સ્વીટ્નેસ્ ) મીઠાશ, માધુર્ય.
Else ( એલ્સ્ ) બીજું.
Grace ( ગ્રેઇસ્ ) શોભા.
Intention ( ઈન્ટેન્શન ) ઈરાદો.
Foolishness ( ફૂલીશ્નેસ્ ) મૂર્ખાઇ.

Meat ( મીટ્ ) માંસ.
Jackal ( જૅકાલ્ ) શિઆળ.
Praise ( પ્રેઇઝ્ ) વખાણ કરવાં.
Tender ( ટેન્ડર્ ) કોમળ, નાજુક.
Pride ( પ્રાઇડ્ ) અભિમાન.
Doubt ( ડાઉટ્ ) શક, શંકા.
Certainly (સર્ટન્લી) નક્કી; ખચીત.
Worth seeing ( વર્થ સીઇંગ્ ) જોવા લાયક.
Voice ( વૉઇસ્ ) અવાજ.
Equal to (ઈક્વલ્ ટુ) ની બરાબર.
False ( ફૉલ્સ્ ) ખોટાં, જૂઠાં.
Laughing ( લાફીંગ્ ) હસતાં.

એક કાગડો માંસનો મોટો કકડો લઈને ઉડી ગયો. એક ઉંચા ઝાડને અથાળે જઈને તે ત્યાં બેઠો. તે માંસનો કકડો તેની પાસેથી લેઈ લેવાની મરજીવાળો એક શિયાળ ત્યાં આવ્યો અને તે ઝાડને નીચે બેઠો શિયાળ લુચ્ચાઇથી કાગડાનાં વખાણ કરવા લાગ્યો. "અરે મિત્ર ! હું સાચી વાત કહું છું કે તમારા જેવું સુંદર પક્ષી મેં કદી જોએલું નથી. તમારી પાંખો કેવી સુંદર અને કોમળ છે? તમારૂં શરીર કેવું સુંદર છે ! તમારી સુંદરતાનું વર્ણન હું શી રીતે કરી શકું ? ખરેખર તમારા અંગોનું સૌંદર્યતો જોવાલાયક છે. તમને દરેક વસ્તુ મોહ ઉપજાવે તેવી છે. આ બધા ઉપરથી મને તમારા અવાજની મધુરતા વિષે વિચાર થાય છે. જો તમારો અવાજ મધુર હોય તો શોભામાં બીજું કોણ તમારી બરોબરી કરી શકે? કાગડો આવાં ખોટાં વખાણ સાંભળીને પોતાને વિષે ઘણો ઉંચો અભિપ્રાય આણવા લાગ્યો.

મગરૂરીથી તે બોલ્યો 'મારા અવાજના સંબંધમાં મારે આ કાગડાનો શક કાઢવો જોઇએ' આ ઈરાદાથી તે ગાવા લાગ્યો. જેવો તે ગાવા લાગ્યો તેવો માંસનો કકડો તેનાં મોમાંથી જમીન પર પડયો. માંસનો કકડો લેઇને મૂર્ખ કાગડાની મૂર્ખાઈ તરફ હસતો શિયાળ ચાલ્યો ગયો.

---

## દિવસ ૬૩ મો.

Once on a hot day a lion was soundly sleeping under a mango tree. In the meanwhile, some mice came and began to play over his body. When the mice began to make great noise, the lion was disturbed in his sleep and he opened his eyes. When the lion awoke, all the mice ran off, but a poor little mouse could not run along with the others and was caught under the paw of the

lion. When the mouse saw that his death was near, he prayed to the lion to forgive him once. The mouse said, "Oh, great king, please let me go this time. I will never again come in your way. If you will kindly let me live, I will be of some use to you on some day or the other. The lion laughed at the request of the mouse. However, he pitied the mouse and let him go. Once it so happend that the same lion was caught by hunters in a net. The hunters had tied him to the same tree and the lion was unable to move from the place. So he began to roar loudly. The rat heard the cries of the lion and he atonce ran to the place. Seeing the lion in great peril, he atonce cut the rope by means of his sharp teeth and set the lion free.

Hot day ( હૉટ્ ડે ) ગરમીનો વખત.
Lion ( લાયન્ ) સિંહ.
Soundly ( સાઉન્ડલી ) નિરાંતે, ઘસઘસાટ
Mango-tree ( મૅન્ગો ટ્રી ) આંબો.
In the mean while ( ઈન્ ધ મીન્ વ્હાઈલ્ ) તેવામાં.
Noise ( નોઈઝ્ ) અવાજ.
Was disturbed ( વૉઝ્ ડીસ્ટર્બ્ડ્ ) ખલેલ પહોંચી.
Awoke ( અવોક્ ) જાગ્યો.
Paw ( પૉ ) પંજો.
Death ( ડેથ્ ) મોત, મૃત્યુ.
Was near ( વોઝ્ નીઅર્ ) નજીક હતું.
Hunters ( હન્ટર્સ ) શિકારીઓ

Net ( નેટ્ ) જાળ.
Unable ( અનેબલ્ ) અશક્ત.
To move ( ટુ મુવ્ ) ખસવાને, હાલવાને.
Roar ( રોઅર્ ) ગર્જના કરવી.
Set free ( સેટ્ ફ્રી ) મુક્ત કર્યો.
Prayed ( પ્રેડ્ ) પ્રાર્થના કરી.
Forgive ( ફર્ગીવ્ ) માફ કરવું.
Please ( પ્લીઝ્ ) મહેરબાની કરીને.
Use ( યુસ્ ) ઉપયોગ.
On Some day or the other (ઑન્ સમ્ ડે ઑર ધી અધર્)
કોઈક દિવસે.
Laughed ( લાફ્ડ્ ) હસ્યો.
Request ( રીક્વેસ્ટ્ ) વિનંતી, માગણી.
However ( હાઉએવર્ ) તોપણ.
Pitied ( પીટીડ્ ) દયા ખાધી.
So ( સો ) એવું, એમ.
Happened ( હૅપન્ડ્ ) બન્યું.
The same ( ધી સેઇમ્ ) તેજ; એજ.
Loudly ( લાઉડલી ) મોટેથી.
Peril ( પેરીલ્ ) ભય, જોખમ, દુઃખ.
By means of ( બાય્ મીન્સ્ ઑફ્ ) વડે.
Sharp ( શાર્પ્ ) તીણા, તીક્ષ્ણ.
Teeth ( ટીથ્ ) દાંતો.

એકવાર એક ઉનાળાના દિવસે એક સિંહ એક આંબા નીચે નિરાંતે ઉંઘતો હતો. તેવામાં કેટલાક ઉંદરો આવ્યા અને તેના શરિર ઉપર રમવા લાગ્યા. જ્યારે ઉંદરો મોટો અવાજ કરવા લાગ્યા ત્યારે સિંહની ઉંઘમાં

ખલેલ પહોંચી અને તેણે પોતાની આંખ્યો ઉઘાડી. જ્યારે સિંહ જાગી ઉઠયો ત્યારે બધા ઉંદરો દોડી ગયા, પણ એક નાનો ઉંદર બીજાઓની સાથે દોડી શકયો નહીં અને તે સિંહના પંજામાં પકડાઈ ગયો. જ્યારે ઉંદરે જાણ્યું કે તેનું મોત નજીક આવ્યું હતું ત્યારે તેણે એક વખત માફ કરવાને સિંહને પ્રાર્થના કરી. ઉંદરે કહ્યું "અરે મહાનરાજા, કૃપા કરીને મને આ વખત જવા દ્યો. હું ફરીને કદી તમારા રસ્તામાં આવીશ નહી. જો તમે મહેરબાની કરીને મને જીવવા દેશો તો હું કોઈક દિવસ તમારા ખપમાં આવીશ. સિંહ ઉંદરની આ અરજીથી હસ્યો. તોપણ તેને દયા આવી અને ઉંદરને જવા દીધો. એક વેળા એવું બન્યું કે તેજ સિંહ શિકારીઓથી એક જાળમાં પકડાયો. શિકારીઓએ તેને તેજ ઝાડે બાંધ્યો અને સિંહ તેજ જગ્યાએથી ખસવાને અશકત હતો. તેથી તે ઉંચેથી ગર્જના કરવા લાગ્યો. ઉંદરે તે સિંહની ગર્જના સાંભળી અને તુરતજ તે જગ્યાએ દોડી ગયો. સિંહને મહાન સંકટમાં આવી પડેલો જોઈને તેણે તરતજ પોતાનાં તીણા દાંતવડે તે દોરડુ કાપી કાઢયું અને સિંહને મુકત કર્યો.

---

## દિવસ ૬૪ મો.

Little things are of great use some times to the great. Small creatures also do great things. Hence, the great should be merciful to their subordinates. All the greatness is temporary, so thinking why should we not act kindly to those who are inferior to us ? If we do good to our inferiors when we are in complete happiness, our inferiors too do the same when we are in danger. Though all are not grateful, still however, some of them may be grateful with whose help our perils

may perish. It is the chief duty of rational beings to be the least annoying and the most merciful to those who are irrational. Those who are gifted by God must not hate those who are not gifted, but on the contrary, they should take pity on them. Such is the commandment of God.

Some times ( સમ્‌ટાઇમ્સ્ ) કેટલીકવાર.
Creatures ( ક્રીચર્સ્ ) પ્રાણીઓ.
Hence ( હૅન્સ્ ) તેથી કરીને, તે માટે.
Merciful ( મર્સીફુલ્ ) દયાળુ.
Subordinates ( સબૉર્ડીનિટ્સ્ ) તાબાનાં પ્રાણીઓ, પોતાથી હલકા.
Greatness ( ગ્રેટ્‌નેસ્ ) મહત્તા.
Temporary ( ટેમ્પરરી ) ક્ષણીક.
Inferiar ( ઈન્ફીરીઅર્ ) આપણાથી ઉતરતા દરજ્જાના.
Complete ( કમ્પ્લીટ્ ) સંપૂર્ણ.
Happiness ( હૅપીનેસ્ ) સુખ.
Danger ( ડૅન્જર્ ) જોખમ.
Though ( ધો ) જો કે.
Grateful ( ગ્રેટ્‌ફુલ્ ) આભાર માનનારો.
Stillhowever ( સ્ટીલ્ હાઉએવર્ ) તોપણ.
Perish ( પૅરીશ્ ) નાશ પામવું.
Chief ( ચીફ્ ) મુખ્ય.
Duty ( ડ્યુટી ) ફરજ, ધર્મ.
Rational ( રૅશનલ્ ) બુદ્ધિવાળાં.
Beings ( બીઇંગ્ઝ્ ) પ્રાણીઓ.

Least (લીસ્ટ્) ઓછામાં ઓછું.
Annoying (ઍનૉઇંગ્) પીડનાર.
Ir-rational (ઇર્ રૅશનલ્) સારા સારનો વિચાર કરવાની શકિત વિનાના.
Gifted (ગીફ્ટેડ્) બક્ષીસ પામેલા.
On the contrary (ઑન્ ધી કૉન્ટ્રેરી) ઉલટું.
Take pity (ટેકપીટી) દયા ખાવી.
Such (સચ્) આવો.
Commandment (કમાન્ડ્મેન્ટ્) પવિત્ર હુકમ-શાસન, આજ્ઞા.

કેટલીકવાર મોટાને નાની વસ્તુઓ બહુ ઉપયોગી થાય છે. નાના પ્રાણીઓ પણ મહાન કામો કરે છે. આ માટે મોટાએ પોતાથી ઉતરતા દરજ્જાના પ્રાણીઓ તરફ દયાળુ થવું જોઇએ. સઘળી મોટાઇ ક્ષણિક છે, આમ ધારીને આપણે જે આપણાથી ઉતરતી પંકિતના છે તેમના તરફ માયાળુ પણે શામાટે ન વર્તવું જોઈએ જ્યારે આપણે પૂર્ણ સુખમાં હોઈએ ત્યારે આપણે આપણાથી ઉતરતા દરજ્જા વાળાનુ ભલું કરીએ તો જ્યારે આપણે જોખમમાં આવી પડીએ છીએ ત્યારે આપણાથી ઉતરતા દરજ્જાવાળા પણ આપણા તરફ તેમજ કરે છે. જોકે સઘળા ઉપકાર જાણનારા નથી હોતા તોપણ તેમાના કેટલાક આભાર માનનારા હોય છે, જેની મદદ વડે આપણા સંકટો નાશ પામે છે. સારા સાર સમજવાની બુદ્ધિવાળાં પ્રાણીઓની તો સારાસાર પારખવાની શક્તિ વગરનાં પ્રાણીઓ તરફ જેમ બને તેમ ઓછા દુ:ખદ અને જેમ બને તેમ વધારે દયાળુ થવાની મુખ્ય ફરજ છે.

જેઓને ઈશ્વરી બક્ષીસ મળી છે તેઓએ ઇશ્વરી બક્ષીસ વિનાનાં માણને ધિક્કારવા જોઇએ નહીં, પરન્તુ ઉલટા તેઓએ તેમના ઉપર દયા રાખવી જોઈએ. આવી ઈશ્વરની પવિત્ર આજ્ઞા છે.

# દિવસ ૬૫ મો.

## God.

We know that there is some very great power that has made all this huge world. The sun, the moon, the sky, the earth, the water seas rivers, mountains, and all other things that we see on this earth are not made by human beings. There is some one who has made all these things for us. This some one we call God. God is very good. He has given us air to breathe, water to drink, light to see and grain to live upon. He sends rain from heaven for us If there were no sun we would all die, because no living being can live without the heat of the sun. Sun is life. If there were no air we would all die of suffocation for air is the chief thing to live. If there were no rain we all would die of hunger and if there were no water we would die of thirst. How good God is to us? He has given us every thing. He has given us the most important things without any cost-Free of charge. He has given us eyes to see, ears to hear, a nose to smell and a mouth to eat and drink. He has given us hands to work, legs to walk and a mind to think, How many things has he given to us? What can we give Him in return? We can only pray to Him and Praise Him. He wants nothing but these two things. He is very kind and merciful

to the creatures that He has made. We must regularly pray to Him to keep us good and happy. We should be always away from sin.

Power ( પાવર્ ) શક્તિ, સત્તા.
Huge ( હયુજ્ ) મોટી; ઘણી મોટી.
World ( વર્લ્ડ ) દુનિઆ.
Human beings ( હયુમન્ બીઇંગ્ઝ્ ) માણસજાત.
Some one ( સમ્ વન્ ) કોઇક.
Light ( લાઇટ્ ) તેજ, પ્રકાશ.
Heaven ( હૅવન્ ) સ્વર્ગ.
Rain ( રેઇન્ ) વરસાદ.
Merciful ( મર્સિફુલ્ ) દયાળુ.
Regularly ( રેગ્યુલર્લી ) નિયમસર.
Being ( બીઇંગ્ ) પ્રાણી.
Suffocation ( સફોકેશન્ ) ગુંગળાવું તે.
Hunger ( હંગર્ ) ભૂખ, ક્ષુધા.
Thirst ( થર્સ્ટ ) તરસ.
Most ( મૉસ્ટ્ ) સૌથી વધારે
Important ( ઇમ્પૉર્ટન્ટ્ ) ઉપયોગી.
Cost ( કૉસ્ટ્ ) કિંમત.
Free of charge ( ફ્રી ઑફ્ ચાર્જ ) મફત.
Creatures ( ક્રીચર્સ ) પ્રાણીઓ.
Away ( અવે ) દૂર.

## ઈશ્વર.

આપણે જાણીએ છીએ કે કોઇક ઘણી મહાન શક્તિ છે કે જેણે આ મહાન દુનિઆ બનાવી છે. સૂર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વી, પાણી, સમુદ્રો નદિ,

એ. પર્વતો અને બીજી બધી વસ્તુઓ જે આપણે આ પૃથ્વી ઉપર જોઇએ છીએ. તે માણસ જાતની બનાવેલી નથી. કોઇક છે કે જેણે આ બધી વસ્તુઓ આપણે માટે બનાવી છે. આ કોઇકને આપણે ઇશ્વર કહીએ છીએ. ઇશ્વર ઘણો ભલો છે. તેણે આપણને શ્વાસ લેવાને હવા, પીવાને પાણી, જોવાને પ્રકાશ અને ખાઇને જીવવાને અનાજ આપેલું છે. તે સ્વર્ગ–આકાશમાંથી આપણા માટે વરસાદ મોકલે છે. જો સૂર્ય ન હોયતો આપણે બધા મરી જઈએ કારણ કે સૂર્યની ગરમી સિવાય કોઈ જીવતું પ્રાણી જીવી શકે નહી. સૂર્ય જીવન છે. જો હવા ન હોયતો આપણે બધાં ગુંગળાઈને મરી જઇએ કારણકે જીવવાને હવા મુખ્ય વસ્તુ છે. જો વરસાદ ન આવેતો આપણે બધાં ભૂખે મરી જઇએ અને જો પાણી ન હોયતો આપણે તરસે મરી જઈએ. ઇશ્વર આપણા તરફ કેવો ભલો છે. તેણે આપણને દરેક વસ્તુ આપી છે. તેણે કાંઇપણ કિંમત લીધા વીના અતિ ઉપયોગી વસ્તુઓ આપણને આપી છે. તદ્દન મફત–તેણે આપણને જોવાને આંખો, સાંભળવાને કાન, સુંઘવાને એક નાક અને ખાવા અને પીવાને એક મોં આપેલ છે, તેણે આપણને કામ કરવાને હાથ, ચાલવાને પગ અને વિચાર કરવાને મન આપેલું છે. તેણે આપણને કેટલા બધા પદાર્થો આપેલા છે? બદલામાં આપણને તેને શું આપી શકીશું? આપણે તો ફક્ત તેની પ્રાર્થના અને વખાણ કરી શકીએ. તે આ બે વસ્તુ સિવાય માગતો નથી. તે તેણે બનાવેલાં પ્રાણીઓ તરફ ઘણો માયાળુ અને દયાળું છે.

આપણને સારા અને સુખી રાખવાને આપણે તેની નિયમિત પ્રાર્થના કરવી જોઈએ. આપણે હમેશાં પાપથી દૂર રહેવું જોઇએ?

---

# દિવસ ૬૬ મો.

## What should we do to please God?

We should be kind to all. We should not hate anything that God has made, because He is wiser than

we. We should not lie or steal because God becomes angry if we do so. He sees everything and he is every where. We cannot cheat Him, even by thought. He is the greatest of all. There is nothing more powerful than God. He is the most powerful, and the most merciful. The most beautiful as well as the most ugly-looking things are made by Him. He is always pleased when we do right and just things. He is very just and true. He loves those who act according to His rules. For this purpose He has given us sense. By means of our sense, we are to know right from wrong and to do what is right and just. Be kind. Be honest. Be just and Be merciful. These are the greatest orders of God.

Wiser ( વાઇઝર્ ) વધારે ડાહ્યો.
Than ( ધૅન્ ) કરતાં.
Cheat ( ચીટ્ ) છેતરવું.
According to ( ઍકૉર્ડીંગ્ ટુ ) ના પ્રમાણે.
Sense ( સેન્સ્ ) અક્કલ, બુદ્ધિ.
Honest ( ઑનેસ્ટ્ ) પ્રમાણિક.
Ugly-looking ( અગલી લુકીંગ્ ) બેડોળ દેખાતું.
Right ( રાઈટ્ ) ખરી, સત્ય.
Just ( જસ્ટ્ ) ન્યાયી.
Act ( ઍક્ટ્ ) વર્તવું.
Rules ( રૂલ્સ્ ) નિયમો.
Purpose ( પર્પઝ્ ) કારણ, હેતુ.

By means of ( બાય્ મીન્સ્ ઑફ્ ) વડે.
Orders ( ઑર્ડર્સ્ ) કાયદા, હુકમો.

## ઈશ્વરને રાજી રાખવાને આપણે શું કરવું જોઈએ?

આપણે તમામ તરફ માયાળુ થવું જોઇએ. ઇશ્વરે બનાવી છે તે કોઇ પણ ચીજ આપણે ધિક્કારવી જોઇએ નહીં કારણકે તે આપણા કરતાં વિશેષે ડાહ્યો છે. આપણે ખોટું બોલવું કે ચોરી કરવી જોઈએ નહીં, કારણકે આ-પણે જો તેમ કરીએ તો ઇશ્વર ગુસ્સે થાય છે. તે દરેક વસ્તુ જુએ છે અને તે દરેક સ્થળે છે. આપણે તેને વિચારથી પણ છેતરી શકતા નથી. તે મો-ટામાં સૌથી મોટો છે. ઇશ્વર કરતાં વધારે બળવાન કશું નથી. તે સૌથી વ-ધારે શક્તિમાન અને સૌથી વધારે દયાળુ છે. સૌથી સુંદર અને સૌથી બેડોળ વસ્તુઓ તેનીજ બનાવેલી છે. આપણે જ્યારે સત્ય અને ન્યાયી બાબતો કરીએ છીએ ત્યારે તે હમેશાં ખુશી થાય છે, તે ઘણો ન્યાયી અને સાચો છે. ને જેઓ તેના નિયમ પ્રમાણે વર્તે છે તેને ચાહે છે. આ કારણને માટે તેણે આપણને અક્કલ આપી છે આપણી બુદ્ધિવડે આપણે ખોટામાંથી ખરૂં પારખવાનું છે અને જે સાચું અને પ્રમાણિક છે તે કરવાનું છે. માયાળુ બનો. પ્રમાણિક થાઓ. ન્યાયી અને દયાળુ થાઓ. આ ઈશ્વરના સૌથી મોટામાં મોટા કાયદા છે.

---

## દિવસ ૬૭ મો.

ઉપલા પાઠોમાં થોડા અંગ્રેજી વાંચનપાઠો આપ્યા અને તે તમે સારી રીતે સમજી શક્યા હશો. હવે આજથી તમને થોડા ગુજરાતી પાઠનું અં-ગ્રેજી કરવાની ટેવ પડવા માટે થોડા ગુજરાતી પાઠો તેની અંગ્રેજી સમજુતી સહીત આપવામાં આવે છે. તેનો તરજુમો પ્રથમ તમારી મેળે કરશો. અને પછી ન સમજાય ત્યાં નીચે ખુલાસાવાર તરજુમો આપ્યો છે. તે

તપાસી તમારી ક્યાં ભુલ થાય છે તે જોઇ સુધારો કરવો અને ગુજ-રાતીનું અંગ્રેજી કરવાની ટેવ પાડવી.

## વાંચનપાઠ.

મગન કરીને એક છોકરો હતો. તે ભણવામાં બહુ ચાલાક હતો પણ તેને વર્ગમાં કોઈની જોડે બનતું નહીં. ઘેર પણ પાડોશીનાં છોકરાં જોડે લડતો. તેનાં માબાપ તથા મહેતાજી તેનાથી કંટાળી ગયાં હતાં. દરરોજ તેના વિરૂદ્ધ નિશાળમાં કેટલીક ફરીઆદો હોય. કોઈ કોઈ વારતો તેને નિશાળમાંથી કાઢી મૂકવા મહેતાજીની ઇચ્છા થતી પણ તે હુંશીઆર હોવાથી તેના ઉપર મહેતાજીને દયા આવતી.

મગન કરીને Named Magan (નેઈમ્ડ્ મગન્)
ભણવામાં In study (ઈન્‌સ્ટડી)
ચાલાક Smart (સ્માર્ટ્)
વર્ગમાં In the class (ઇન્ ધી ક્લાસ્)
તેને બનતું નહીં He could not agree (હીકુડ્ નૉટ્ ઍગ્રી)
ઘેર પણ At home also (ઍટ્ હોમ્ ઑલસો)
પાડોશી Neighbours (નેબર્સ્)
કંટાળી ગયાં હતાં were tired (વૅર્ ટાયર્ડ્)
તેના વિરૂદ્ધ Against him (અગેન્સ્ટ્ હીમ્)
ફરીઆદો Complaints (કમ્પ્લેઇન્ટસ્)
કોઇ કોઇ વાર Sometimes (સમ્ ટાઈમ્સ્)
નિશાળમાંથી કાઢી મૂકવો To dismiss from school (ટુ ડીસમીસ્ ફ્રૉમ્ સ્કૂલ્)
હુશિઆર હોવાથી Being clever (બીઇંગ્ કલેવર્)
દયા આવતી Took pity on (ટુક્ પીટી ઑન્)

There was a boy named Magan. He was very smart

in his study but he could not agree with anyone in school. At home also he would fight with the children of his neighbours. His parents and his teachers were tired of him. In school there were some complaints against him. Some times the teacher wished to dismiss him from school but he being clever, the teacher took pity on him.

---

## દિવસ ૬૮ મો.

### વાંચનપાઠ

### ઉંઘ Sleep.

ગરિબમાણસોને કેટલીકવાર બહુ થોડી ઉંઘ આવે છે, પૈસાદાર લોક ઘણીવાર બહુવાર સુધી પથારીમાં પડયા રહે છે. મોટી ઉમરના માણસ કરતાં બાળકોને વધારે ઉંઘ જોઈએ છીએ. નાનાં બાળકને દિવસનો ઘણો ભાગ સુઇ રહેવું જોઇએ; આશરે ૧૨ વર્ષની ઉમ્મરના છોકરા કે છોકરીને આશરે નવ કલાક ઉંઘ જોઇએ; માણસને આશરે સાત કલાક ઉંઘ જોઇએ છીએ. બીજાને થોડી. ઉંઘવાનો સર્વોત્તમ સમય રાત છે. દસ વાગ્યાથી વધારે મોડા કેટલાક લોકોને વધારે ઉંઘ જોઇએ છીએ. સૂવા જવું નહીં અને પરોઢ થતાં પહેલા ઉઠવું.

રાતે વહેલો જે સૂએ, વહેલો ઉઠે વીર;
ધનબુદ્ધિ બળ બહુ વધે, સુખમાં રહે શરિર.

સારી ઉંઘ લેવાનો એક સર્વોત્તમ માર્ગ એ છે કે દિવસે ઉદ્યોગી રહેવું.

ઉંઘ Sleep ( સ્લીપ્ )
ઘણીવાર Often ( ઑફ્ન્ )

જોઇએ Need ( નીડ્ )
પરોઢ Daybreak ( ડેબ્રેક્ )
Healthy ( હેલ્થી ) તં દુરસ્ત.
દિવસે Through the day ( થ્રુ ધડે )
બાળક An infant ( ઍન્ ઇન્ફન્ટ્ )
બહુવાર સુધી too long( ટુ લાંગ્ )
પથારીમાં પડ્યા રહેવું to liein a bed ( ટુલાઇ ઇન્ એબેડ્ )
મોટી ઉમ્મરના માણસો Grown up people ( ગ્રૉન્ અપ્ પીપલ્ )
જોઇએ To require ( ટુરીક્વાયર્ )
Wealthy ( વેલ્થી ) પૈસાદાર.
Wise ( વાઇઝ્ ) ડાહ્યું.
ઉદ્યોગી Industrious ( ઇન્ડસ્ટ્રીઅસ્ )

Poor people sometimes get too little sleep. Rich people often lie too long in bed. children need more sleep than grown up people. An infant should sleep a great part of the day; a boyorgirl about 12 years of age requires about nine hours' sleep; a man about seven hours. Some people need more sleep, others less. Night is the best time to sleep. Go to bed not later than ten O'clock and rise by day break.

Early to bed and early to rise,
Makes a man healthy, wealthy and wise.

One of the best ways to get good sleep is to be industrious through the day.

# દિવસ ૬૯ મો.

બંગાળામાં એક મોટાં ગામમાં ઘણાં માણસો તાવથી મરી ગયાં. ન્યાયાધીશ તેનાં કારણની તપાસ કરવા ગયા. પીવાનું પાણી ગંદાં પડતર પાણીનાં ખાબોચીયામાંથી લેવાનું હતું એમ જોઇને તેણે સારૂં ચોખ્ખું પીવાનું પાણી આપનારા દસ કૂવા ખોદાવ્યા. જ્યારે તે પાછો ગયો ત્યારે તેણે જાણ્યું કે કુવાનું પાણી વપરાતું નહોતું. લોકો કબૂલ કરતા કે તે વધારે સારૂં હતું. પણ તેઓ કહેતા હતા કે ગંદાખાબોચીયામાં પાણી ભરવાનો તેમનામાં રીવાજ હતો. તેથી તેઓએ તે શરૂ રાખ્યું. આ મોટી મુર્ખાઈ હતી. આપણે સારા રીવાજ ગ્રહણ કરવા જોઇએ અને ખરાબ છોડી દેવા જોઈએ.

ઘણાં A great many ( એ ગ્રેટ્ મૅની )
તાવથી Of fever ( ઑફ્ ફીવર્ )
ન્યાયાધીશ Magistrate ( મૅજીસ્ટ્રેટ્ )
પડતર પાણીવાળું Stagnant ( સ્ટૅગ્નન્ટ્ )
કારણ Cause ( કૉઝ્ )
તપાસ કરવા To inquire ( ટુ ઈન્કવાયર્ )
પીવાનું પાણી Drinking water (ડ્રીંકીંગ્ વૉટર્ )
ગંદુ Dirty ( ડર્ટી )
ખાબોચીયું A pool ( અ પૂલ્ )
ચોખ્ખું Clear ( ક્લીઅર્ )
આપનારા Yielding ( યીલ્ડીંગ્ )
ખોદાવ્યા Caused to bedug ( કૉઝ્ડ્ ટુ બી ડગ્ )
કબુલ કરતા Allowed ( ઍલાઉડ્ )
રીવાજ Custom ( કસ્ટમ્ )
પાણી ભરવું To draw water ( ટુ ડ્રૉ વૉટર્ )
મૂર્ખાઈ-ભુલ To follow ( ટુ ફૉલો )

ગ્રહણ કરવા—સ્વીકારવા To accept
છોડી દેવા Give up (ગીવ્ અપ્)
શરૂ રાખ્યું Continued (કન્ટીન્યુડ્)

In a large town in Bengal, a great many people died of fever The magistrate went to inquire into the cause. Finding that drinking water was taken from dirty stagnant pools, he caused ten wells to be dug, yielding good clear water. When he went back, he found that well water was not used. The people allowed that it was better, but they said that it was their custom to draw water from dirty pools, so they continued it. This was a great folly. We must follow good customs, but give up such as are bad.

---

## દિવસ ૭૦ મો.

### ચીન.

ચીન એશિઆખંડમાં એક ઘણો મોટો ભાગ છે. ચીનનું રાજ્ય એશિઆ ખંડમાં મોટામાં મોટું છે, અને ત્યાં વસ્તી હિંદુસ્તાન કરતાં ઘણી વધારે છે, હિંદુસ્તાનમાં ઉગતા લગભગ તમામ છોડો અને અનાજો ત્યાં ઉગે છે. ચીનમાં વસ્તી એટલી તો ભરચક છે કે લોકોને જમીન ઉપર રહેવાને પુરતી જગ્યા મળતી નથી. આ કારણથી ઘણા લોકો દરીઆની સપાટી ઉપર નાનાં વહાણોમાં ઘર કરીને રહે છે. ચીનના લોકો ઠીંગણા છે અને તેમની ચામડી પીળી છે. તેઓ અફીણ મોટા પ્રમાણમાં ખાય છે. તેઓનું મુખ્ય પીણું ચાહ છે. તેઓ ચીનાઇ માટીના પ્યાલા રકાબી

અને એવા વાસણો સારાં બનાવે છે. માંછલાં પકડવામાં ચીના ઘણા હુશીઆર છે.

ખંડ A continent ( કૅાન્ટીનન્ટ્ ), ભાગ A part ( એ પાર્ટ ). ચીન China ( ચાયના ), રાજ્ય Empire ( એમ્પાયર્ ), વસ્તી Population ( પૉપ્યુલેશન્ ), ભરચક Thick ( થીક્ ), પુરતી Sufficient ( સફીશ્યન્ટ્ ), સપાટી Surface ( સર્ફેસ્ ), દરિઓ the sea ( ધી સી ), નાનાં વહાણો Small boats ( સ્મૅાલ્ બોટસ્ ), ઠીંગણા Short ( શૉર્ટ્ ), ચામડી Skin ( સ્કીન્ ), અફીણ Opium ( ઑપીઅમ્ ) પ્રમાણ Proportion ( પ્રૅાપોર્શન્ ), પીણું Drink ( ડ્રીંક્ ), રકાબી Saucers ( સૅાસર્સ ), ચીનાઇ માટી China clay ( ચાયના કલે ), વાસણો Utensils ( યુટેન્સીલ્સ્ ), માંછલાં પકડવામાં In fishing ( ઇન્ ફીશીંગ્ ), હુશીઆર Dexterous ( ડૅકસ્ટેરસ્ ), ત્યાં There at ( ધૅર્ ઍટ્ ).

China is a very great part in the continent of Asia. The empire of China is the biggest in the continent of Asia, and the population thereat is much more innumber than in India. Almost all the plants and corns growing in India, grow there. The population in China is so thick, that people do not get sufficient room to live on the earth. On this account many people live in small boats on the surface of sea. The people of china are short and their skin is yellow. They eat opium in a large quantity. Their chief drink is tea. They make Good utensils such as cups and saucers and others out of China clay. The people of China are very dexterous in fishing.

# દિવસ ૭૧ મો.

## ઉદ્યોગ.

ઈશ્વરે આ દુનિઆમાં આપણા ઉપયોગને માટે ભિન્નભિન્ન પદાર્થો બનાવ્યા છે પરન્તુ તેના માટે મહેનત કર્યા સિવાય આપણને કાંઈ મળતું નથી. દરેક વસ્તુ મેળવવાને આપણે કામ કરવું પડે છે. અનાજને વાવવું પડે અને લણવું પડે; ધાતુઓને ખોદવી પડે અને સાફ કરવી પડે; ઉનકે રૂને કાંતવું પડે અને વણવું પડે. આ પ્રમાણે આપણાં સઘળાં સુખ સગવડો ઉદ્યોગ ઉપર આધાર રાખે છે. જ્યારે લોકો કામ કરતા નથી અને ફક્ત ફળ અને જંગલી પ્રાણીઓ ઉપરજ જીવે છે ત્યારે તેઓ જંગલી અવસ્થામાં હોય એમ કહેવાય છે. તેમની રહેવાની રીતી ઘણી કંગાલ હોય છે. જ્યારે લોકો ઉદ્યોગી હોય છે ત્યારે તેઓ વધારે સારી રીતે રહી શકે છે. અને તેથી માણસ જાતની ખાસ ફરજ છે કે ઉદ્યોગી થવું જોઇએ. ઉદ્યોગનો અર્થ ઘણું સખતકામ એવો નથી થતો. કારણ કે જોઇએ તે કરતાં વધારે મહેનત કરવાથી આપણી શક્તિઓ થાકી જાય છે અને દિવસે દિવસે તેઓ નબળી પડતી જાય છે. માટે ઉદ્યોગ એવી રીતે કરવો કે આપણી મહેનતનું ફળ આપણે ચાખી શકીએ.

ભિન્ન ભિન્ન Various ( વેરીઅસ ), મહેનત કરવી To labour ( ટુ લેબર ), સિવાય Without ( વીધાઉટ ), વાવવું પડે Must be sown ( મસ્ટ બી સૅાન ), લણવું પડે Must be reaped (મસ્ટ બી રીપ્ડ ), સાફ કરવી પડે Must be polished ( મસ્ટ બી પૅાલીશ્ડ ), કાંતવું પડે Must be spun ( મસ્ટ બી સ્પન ), વણવું પડે Must be woven (મસ્ટ બી વોવન ), સુખ સગવડો Comforts and conveniencies ( કમ્ફર્ટસ્ ઍન્ડ કન્વીનીઅન્સીઝ ), આધાર રાખે છે Depend upon ( ડીપેન્ડ અપૅાન ), લોકો A people ( એ પીપલ-સમગ્ર પ્રજાના અર્થમાં) જંગલી પ્રાણીઓ Wild animals ( વાઈલ્ડ ઍનીમલ્સ ), કહેવાય છે Are said to be ( આર સેડ ટુ બી ), જંગલી અવસ્થા Savage

condition ( સૅવેજ્ કન્ડીશન્ ), રીતી Style ( સ્ટાઇલ્ ), કંગાલ Miserable ( મીઝરેબલ્ ), ઉદ્યોગી Industrious ( ઇન્ડસ્ટ્રીઅસ્ ), ફરજ Duty ( ડયુટી ), માણસ જાત Mankind ( મૅન્કાઇન્ડ્ ), જોઇએ તે કરતાં વધારે મહેનત કરવી. To over work ( ટુ ઑવર્ વર્ક્ ), થાકી જાય છે Get tired ( ગેટ્ ટાયર્ડ ), દિવસે દિવસે Day by day ( ડે બાય્ ડે ) નબળી પડતી જાય છે Are wickened ( આર્ વીકન્ડ્ ), મીઠું ફળ Sweet fruit ( સ્વીટ્ ફ્રુટ્ ).

## Industry.

God has made in this world various things for our use, but we get nothing without labouring for them. We have to work to get everything. Grain must be sown and reaped. Metals must be dug and polished. Wool or cotton must be spun and woven. In this way all our comforts and conveniences depend on industry. When a peaple do not work and live upon only fruits and wild animals, they are said to be in savage condition. Their style of living is very miserable. When a people are industrious, they can live in a better way. And hence it is the chief duty of mankind that they must be industrious. Industry, does not mean over work. Because by over work our powers get tired and day by day they are weakened. Therefore we must be industrious in such a way that we can taste the sweet fruit of our labour.

# દિવસ ૭૨ મો.

## તંદુરસ્તી.

તંદુરસ્તી શરીરની એક સ્થીતિ છે કે જ્યારે દરેક અવયવ સારી હાલતમાં હોયછે અને મુશ્કેલી સિવાય પોતાની ફરજ બજાવે છે. જો હોજરી અને આંતરડાંને પોતાનું કુદરતી બળ હોય અને ખોરાક સારી રીતે કામ કરે; જો અંતઃકરણ સારી કામ કરતી સ્થીતિમાં હોય અને બરોબર રીતે રૂધિર ફેલાવે, જો ફેફસાં આખાં હોય અને લોહીને પોતાનો જરૂર જોઈતો હવાનો જથ્થો લેવા દે, જો મગજ એવું સાજું તાજું હોય કે તમામ માનસીક કામ કરી શકે અને જો ચામડી પરસેવાને બહાર કાઢી નાખવાને લાયક હોય તો તંદુરસ્તીની મુખ્ય સ્થીતિઓ જણાય છે.

સ્થીતિ Condition ( કન્ડીશન્ ), અવયવ Organ ( ઑર્ગન્ ), સારી હાલતમાં Sound ( સાઉન્ડ્ ), મુશ્કેલી સિવાય Without difficulty ( વીધાઊટ્ ડીફીકલ્ટી ), ફરજ Duty ( ડ્યુટી ), બજાવે છે Performs ( પર્ફૉર્મ્સ ), હોજરી Stomack ( સ્ટમક્ ), આંતરડાં Bowels ( બૅાવેલ્સ ), કુદરતી બળ Natural strength ( નૅચરલ્ સ્ટ્રેન્ગ્થ્ ), કામ કરે Act ( ઍક્ટ્ ), સારી રીતે Properly ( પ્રૅાપર્લી ), અંતઃકરણ The heart ( ધી હાર્ટ્ ), કામ કરતી સ્થીતિમાં In working order ( ઇન્ વર્કીંગ્ ઑર્ડર્ ), સારી રીતે-યોગ્ય Due ( ડ્યુ ), ફેલાવે circulate ( સર્ક્યુલેટ્ ), રૂધિર-લોહી Blood (બ્લડ્ ), ફેફસાં Lungs ( લંગ્ઝ ), આખાં Entire ( એન્ટાયર્ ), જરૂર જોઇતો જથ્થો Due supply ( ડ્યુ સપ્લાય્ ), હવા Air ( ઍર્ ), લેવા દે Permit to receive ( પર્મીટ્ ટુ રીસીવ્ ), મગજ Brain ( બ્રેઇન્ ), બજાવવું To perform ( ટુ પર્ફૉર્મ ), માનસિક કામો Mental functions ( મેન્ટલ્ ફન્કશન્સ્ ), ચામડી Skin ( સ્કીન્ ), કાઢી નાંખવું To drive off ( ટુ ડ્રાઇવ્ ઑફ્ ), મુખ્ય

સ્થીતિઓ Chief conditions (ચીફ કન્ડીશન્સ), જણાય છે Are observed (આર ઑબ્ઝર્ડ), પરસેવો Perspiration (પરસ્પીરેશન).

Health is the condition of the body, when every organ is sound and performs without difficulty its duties. If the stomach and bowels have all their natural strength and act properly upon the food, if the heart is in good order and circulate the blood rightly; if the lungs be entire and permit the blood to receive its due supply of air; if the brain be sound so as to duly perform all the mental function, and if the skin be fit to drive out the perspiration the chief conditions of health are observed.

---

# દિવસ ૭૩ મો.

## રામાનુજ.

રામાનંદે પોતાનો મત ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાવ્યો. તેમનો મુખ્ય મુકામ બનારસમાં એક મઠમાં હતો, પણ તે વિષ્ણુના નામમાં એકજ ઇશ્વરને માટે ઉપદેશ કરતા એક સ્થળેથી બીજે સ્થળે ફરતા હતા. તેમણે બાર શિષ્યો પસંદ કર્યા હતા—નહીં કે સાધુ કે કુળવાનોમાંથી—પણ હલકી કોમોમાંથી. તેમાંનો એક મોચી હતો, બીજો હજામ હતો અને તે સૌમાં પ્રખ્યાત વિશેષ કીર્તિવાળો એક વણકરનો છોકરો હતો. રામાનુંજ જેવો તેમણે ખાસ કરીને શુદ્ધ આર્ય લોકોની જાતને ઉપદેશ કર્યો હતો અને બ્રાહ્મણોની સંસ્કૃત ભાષામાં લખ્યું જણાય છે.

મત Doctrine (ડૉક્ટ્રીન), ઉત્તર હિંદુસ્તાન Northern India (નૉર્ધર્ન ઇન્ડીયા), ફેલાવ્યો Spread (સ્પ્રેડ), મુખ્ય મુકામ Head

quarters (હેડ ક્વાર્ટર્સ્), બનારસ-કાશી Benares (બૅનારીસ્), મઠ Monastery (મોનેસ્ટ્રી), ઉપદેશ કરતા Preached (પ્રીચ્ડ્), વિષ્ણુનાં નામમાં Under the name of Vishnu (અન્ડર્ ધી નેમ્ ઑફ્ વિષ્ણુ), પસંદ કર્યા Chose (ચોઝ્), શિષ્યો Disciples (ડીસાઇપલ્સ્), સાધુઓ Priests (પ્રીસ્ટ્સ્), કુળવાનો Nobles (નોબલ્સ્), હલકી કોમ Depressed classes (ડીપ્રેસ્ડ્ ક્લાસીઝ્), કોમ Caste (કાસ્ટ્), મોચી Leather-dresser (લેધર્ ડ્રેસર્), હજામ A barber (એ બાર્બર્), પ્રખ્યાત Distinguished (ડીસ્ટીંગ્વીશડ્), કીર્તિવાળો Reputed (રેપ્યુટેડ્), વણકર A weaver (એ વીવર્), ઉપદેશ કર્યો હતો Addressed (ઍડ્રેસ્ડ્), ખાસ કરીને Chefly (ચીફ્લી), શુદ્ધ Pure (પ્યૉર્), આર્યજાત Aryan castes, સંસ્કૃત Sanskrit (સંસ્ક્રીટ્) ભાષા Language (લેંગ્વેજ), ધર્મગુરૂઓ Priests (પ્રીસ્ટ્સ્)

Ramanand spread his doctrine through Northern India. He had his head quarters in a monastery at Benares, but wandered from place to place, preaching the one God under the name of Vishnu. He elected twelve disciples, not from the priests or nobles, but among the dipressed classes One of them was a leather-dresser, another a barber, and the most distingnished of all was the reputed son of a weaver. Like Ramanuja he had addressed himself chiefly to the pure Aryan castes, and wrote in the Sanskrit language of the Brahmins.

તડાકા Gossips (ગૉસીપ્સ્).

ખુશમીજાજ High spirits (હાઈસ્પીરીટ્સ્).

મૂછનો વાળ. All in all (ઑલ ઇન્ ઑલ્).

ફરજીયાત ગેરહાજરી Unavoidable absence (અનઍવૉઇડેબલ્ ઍબ્સન્સ્)

પ્રફુલ્લીત Beaming with joy
તેનું મોઢું કરમાવા લાગ્યું His face bore the marks of depression ( હીઝ્ ફેસ્ બોર્ ધી માર્કસ્ ઑફ્ ડીપ્રેશન્ ).
ઘેરી લેવું To overwhelm ( ટુ ઓવર્ વેલ્મ્ ).
હોશ ઉડી જવા To lose heart ( ટુ લુઝ્ હાર્ટ ).
ટેકો આપવો To cheer up ( ટુ ચીઅર્ અપ્ ).
દુઃખી વિચારોનો પ્રવાહ Stream of distressful thoughts ( સ્ટ્રીમ ઑફ્ ડીસ્ટ્રેસ્ ફુલ્ થૅાટસ્ ).
દૈવિબુદ્ધિ Divine intellect ( ડીવાઇન્ ઇન્ટેલેક્ટ્ ).
તેનું આવી બન્યું છે. He is ruind ( હીઇઝ્ રૂઇન્ડ્ ).
ગુન્હેગાર ઠરાવવો To convict ( ટુ કન્વીક્ટ્ ).
દેહાંત દંડ Capital punishment ( કૅપીટલ્ પનીશ્મેન્ટ્ ).
સજા કરવી To sentence ( ટુ સેન્ટેન્સ્ ).
સાક્ષી આપવી To bear witness ( ટુ બૅર્ વીટ્નેસ્ ).
દિલાસો આપવો To console ( ટુ કૅાન્સોલ્ ).
અકળ Incomprehensible ( ઈન્ કૉમ્પ્રીહેન્સીબલ્ ).
કારણ શોધી કાઢવું To trace the root of ( ટુ ટ્રેસ ધી રૂટ ઑફ્ ).
ખોટા પડવું To be belied ( ટુ બી બીલાઈડ્ ).
સામટું આવી પડવું To come in battalion ( ટુ કમ્ ઇન્ બૅટેલીઅન્ ).
દૃઢ વિશ્વાસ Unflinching faith ( અન્ ફ્લીન્ચીંગ્ ફેઈથ્ ).
પસાર થવું To pass through successfully ( ટુ પાસ્ થ્રુ સક્સેસ્ ફુલી)
મન સાથે નક્કી કરવું. To decide ( ટુ ડીસાઇડ્ ).
ભીખ માગતા થઇ જવું To be reduced to poverty ( ટુ બી રીડ્યુસ્ડ્ ટુ પૅાવર્ટી )
ધીક્કારી કાઢવું To treat with contempt ( ટુ ટ્રીટ્ વીથ્ કન્ટેમ્પ્ટ્ ).
મદદ કરવી To lend a helping hand ( ટુ લેન્ડ્ એ હેલ્પીંગ્ હૅન્ડ્ ).

| | |
|---|---|
| હું આ તડાકા માનતો નથી. | I do not belive in these gossips. |
| જ્યારે તે ખુશ મીજાજમાં હોય ત્યારે તેમને મળજો. | See him when he is in high spirits. |
| ભગવાનદાસ તેનો મુછનો વાળ હતો. | Bhagvandas was all in all to him. |
| મ્હારી ફરજીયાત ગેરહાજરીને માટે માફ કરો. | Please pardon me for my unavoidable absence. |
| ગુલાબનું હૃદય પ્રફુલ્લીત જણાતું હતું. | Gulab's heart seemed to be beaming with joy. |
| થોડીવાર પછી તેણીનું મોં કરમાવા લાગ્યું. | After a time her face began to bear marks of depression. |
| તે ચીંતાથી ઘેરાએલો છે. | He is overwhelmed with anxieties. |
| આ સાંભળીને તેના હોશકોશ ઉડી ગયા. | On hearing this he lost heart. |
| તેને ટેકો આપો એટલે તે ઠેકાણે આવી જશે. | Cheer him up and he will be alright. |
| દુઃખદ વિચારોના પ્રવાહે તેને ઘેરી લીધો. | A stream of distressful thoughts overwhelmed him. |
| તેને દૈવી બુદ્ધિ મળી છે. | He has been gifted with divine intellect. |
| પણ તે નથી જાણતો કે તેનું આવી બન્યું છે. | But he does not know that he is ruined. |
| તેને ચોરીનો ગુન્હેગાર ઠરાવ્યો છે. | He is convicted for theft. |
| મનુષ્ય વધ કરનારને દેહાંત દંડની સજા થશે. | He who commits a murdea shall be sentenced to capital punishment. |

| | |
|---|---|
| તમે શાક્ષી આપવા કોને બોલાવશો ? | To whom will you call to bear witness ? |
| હું મ્હારા મિત્રને દિલાસો આપવા ગયો હતો. | I had gone to console my friend. |
| ઈશ્વરની શક્તિ અકળ છે. | The power of God is incomprehensible. |
| આનું કારણ શોધી કાઢવું તે અલબત ઘણું અઘરૂં છે. | It is of course very hard to trace the root of this. |
| પણ તેના કામોએ તેના શબ્દોને ખોટા પાડયા. | But his actions belied his words. |
| મુશ્કેલીઓ સામટી આવી પડે છે. | Difficulties come in battalions. |
| ઈશ્વરપર દ્રઢ શ્રદ્ધા રાખો અને તે તમને આ દુઃખમાંથી છોડાવશે. | Have unflinching faith in God and He will deliver you from this misery. |
| ઇશ્વરની મહેરબાનીથી રૂસ્તમ ફતેહથી પસાર થયો છે. | Rustom has passed through successfuly by the grace of God. |
| પ્રથમ મન સાથે નક્કી કરો અને પછી તે મેળવવા પ્રયત્ન કરો. | First decide and then try to get it. |
| તે ભીખ માગતો થઇ ગયો છે | He has been reduced to poverty |
| તેને ધિક્કારી કાઢો નહી | Do not treat him with contempt. |
| મિત્રે મિત્રને મદદ કરવી જોઇએ. | A friend must give a helping hand to a freind. |

પારખી કાઢવું To detect ( ટુ ડીટેક્ટ ).

ખોટા સીક્કા Counterfeit coins ( કાઉન્ટર ફીટ્ કૉઈન્સ ).

ચાલુ Current ( કરન્ટ ).

નામમાં લેવું To utilize ( ટુ યુટીલાઈઝ્ ).
જોરથી Violently ( વાયોલન્ટલી ).
ચાળા Gesticulations ( જેસ્ટીક્યુલેશન્સ્ ).
રોષે ભરાવું To be angry with ( ટુ બી ઍન્ગ્રી વીથ્ ).
ચટકો ચડવો To be touched to the quick ( ટુ બી ટચ્ડ્ ટુ ધી ક્વીક ).
દ્વંદ્વ યુદ્ધ Duell ( ડ્યુએલ્ ).
ઉલટ્-ઉમંગ્ Enthusiasm ( એન્થુઝીએઝમ્ ).
વીજળી માફક ચળકવું To gleam with lightning flash ( ટુ ગલીમ્ વીથ્ લાઈટનીંગ્ ફ્લૅશ ).
ગાજવું To reverberate ( ટુ રીવર્બરેટ્ ).
ગદા A mace ( ઍ મેઇસ્ ).
મસ્ત થઇને Fired with zeal ( ફાયર્ડ્ વીથ્ ઝીલ્ ).
અમર કરવું To immortalize ( ટુ ઈમ્મૉર્ટેલાઈઝ્ ).
પટાવી લેવું To usurp ( ટુ યુઝર્પ્ ).
બે ભાન થઇ પડવું To fall down senseless ( ટુ ફૉલ્ ડાઉન્ સેન્સલેસ )
ભાન આવવું To regain consciousness ( ટુ રીગેન્ કોન્શ્યસનેસ્ ).
રાજ્યમાન Royal honour (રૉયલ્ ઑનર્ ).
આનંદથી વધાવી લેવું To receive with acclamations ( ટુ રીસીવ્ વીથ્ ઍકલેમેશન્સ ).
ખાસ્તીનો ભૂમાટ થવાથી The signal of danger being given ( ટુ સીગ્નલ્ ઑફ્ ડેન્જર બીઇંગ્ ગીવન્ ).
ભૂલવું To neglect ( ટુ નીગ્લેક્ટ્ ).
ગફલત Negligence ( નેગ્લીજન્સ્ ).
બેકાળજી Carelessness ( કેર્લેસનેસ્ )
કરકસર Frugality ( ફ્રુગેલેટી ).
હાકેમ Governor ( ગવર્નર ).

શોધ કરવી To enquire about ( ટુ એન્ક્વાયર એબાઉટ )
શેર કાઢવા To issue shares (ટુ ઇશ્યુ શૅર્સ ).
ભાવનો વધારો Increase of market ( ઇન્ક્રીઝ ઓફ્ માર્કેટ્ ).

| | |
|---|---|
| આ મિશ્રણમાં તમે પાણી શી રીતે પારખી શકો છો ? | How can you detect water in this mixture ? |
| તેને ખોટા સિક્કા રાખવા માટે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો છે. | He is found guilty of keeping counterfeit coins. |
| હું ચાલુ મહીનાની પંદરમી તારીખે આવીશ. | I shall come on the 15th instant. |
| જો તમે કામમાં લ્યો તો લઇ જાઓ. | Take this away if you utilize it. |
| તેણે તેને જોરથી ધક્કો માર્યો. | He pushed him violently. |
| તે સ્ત્રી માણેકને ચાલાથી સમજાવવા લાગી. | That woman began to prevail upon Manek by gesticulations. |
| પણ જ્યારે માણેકે તેણીનું માન્યું નહિ ત્યારે તેણી માણેક ઉપર ગુસ્સે થઈ. | But when Manek paid no heed to what she said she became angry with Manek. |
| માણેકને પણ તેથી ચટકો ચડયો. | Manek also was on that account touched to the quick. |
| ત્યાર પછી દ્વંદ્વ યુદ્ધ થયું. | Thereafter a duel followed. |
| આ સાંભળી મ્હારૂં હૃદય ઉમંગથી ભરાઈ ગયું હતું. | On hearing this my heart was filled with enthusiasm. |
| તેણીનો ચ્હેરો વીજળીની માફક ચળકવા લાગ્યો. | Her face began to gleam with lightning flash. |
| રાક્ષસની આ બૂમ આખા જંગલમાં ગાજી રહી. | This cry of the demon reverberated through the whole jungle. |

| | |
|---|---|
| ત્યાર પછી તેણે ગદા લીધી અને દુશ્મન સામે દોડયો. | There after the took a mace and ran against the enemy. |
| મસ્ત થઈને તેઓ પણ તેમનાપર ધસ્યા. | Fired with zeal, they also rus -hed upon him. |
| મહાપુરૂષનું નામ અમર કરવાને આ સર્વોત્તમ રસ્તો છે, | This is the best way to immor-lalize the name of a great man. |
| તેણે તેના ભત્રિજાની ગાદી પડાવી લેવા પ્રયત્ન કર્યો. | He tried to usurp the throne of his nephew. |
| જ્યારે દશરથ રાજાએ આ વાત સાંભળી ત્યારે તે બેભાન થઈ પડયા. | When king Dasarath heard this account,he fell down senseless. |
| થોડીવારે તેને ભાન આવ્યું. | After a little while he regained Consciouoness. |
| તે રાજ્ય માનનો ભૂખ્યો નથી. | He is not greedy of Royal honour. |
| ગોખલેને મદ્રાસમાં આનંદથી વધાવી લેવામાં આવ્યો હતો. | Gokhale was received with acclamations in Madras. |
| ધાસ્તીના બૂમાટ થવાથી ઉતારૂઓ ગભરાયા. | The signal of danger being given, the passengers were over-whelmed. |
| જો તમે આ ભૂલશો તો બધી બાજી બગડશે. | If you will neglect this, the Whole scheme will be spoild. |
| આ ગફલતને માટે કોણ જવાબદાર છે ? | Who is risponsible for this neglect ? |
| આ તમારી બે કાળજીનું પરિણામ છે. | This is the result of your negli-gence. |
| કરકસર ઉંચામાં ઉંચો સદગુણ છે | Frugality is the highest virtue, |

પંજાબના હાકેમે એક લશ્કર મોકલ્યું. The governor of Panjab despatched an army.

હું તેની શોધ કરવા પ્રયત્ન કરીશ. I shall try to enquire about it.

તેઓએ બંગાલ રેલ્વે માટે શેર કાઢયા છે. They have issnd shares for the Bengal Railway.

આજકાલ રૂ માં ભાવનો વધારો નથી. Now a days there is no increase of market in cotton.

ઘણો મોટો ભાગ By far the greater part of ( બાય્ ફાર્ ધી ગ્રેટર્ પાર્ટ ઑફ્ )

સુભાગ્ય Good luck. ( ગુડ્ લક્ ).

ધર્માદા કામ Charity ( ચૅરીટી ).

રેલછેલ Profusion. ( પ્રૉફ્યુઝન્ )

એક સરખો કાબુ Uniform control ( યુનીફૉર્મ કન્ટ્રોલ્ ).

ઉસ્તાદ Expert ( એક્સ્પર્ટ )

ન્યાલ થઈ જવું. To rise to the high pitch of prosperity ( ટુ રાઇઝ્ ટુ ધી હાઇ પીચ્ ઑફ્ પ્રૉસ્પેરીટી )

લેવડદેવડ Pecuniary dealings ( પીક્યુનીઅરી ડીલીંગ્ઝ્ )

પૈસા સંબંધી સ્થીતિ Pecuniary condition ( પીક્યુનીઅરી કન્ડીશન્ )

આ ઉપરાંત Besides this ( બી સાઇડઝ્ ધીસ્ )

કુદરતી સાધનો Natural resources ( નૅચરલ્ રીસોર્સીઝ્ )

ખરૂં જોતાં As a matter of fact ( ઍઝ્ ઍ મૅટર્ ઑફ્ ફૅક્ટ્ )

ભૂલભરેલું અનુમાન False inference ( ફૉલ્સ્ ઇન્ફરન્સ્ )

સાંસાં પડવાં To stand in dire need ( ટુ સ્ટૅન્ડ્ ઇન્ ડાયર્ નીડ્ )

ભૂખે મરતો Boardering on starvation ( બોર્ડરીંગ્ ઑન્ સ્ટાર્વેશન્ )

મીલનસાર amiable ( ઍમીએબલ્ ).

પ્રકૃતિ Temperament ( ટેમ્પરામેન્ટ્ )

અજાણ્યા લોકો Aliens ( ઍલીન્ઝ્ )
સમજવું To grasp ( ટુ ગ્રાસ્પ્ )
ફાયદા કારક નીવડવું. To be beneficial ( ટુ બી બેનીફીશ્યલ્ )
તપસ્વી A recluse ( એ રેક્લ્યુઝ્ )
ઇમાનદારી Faithfulness ( ફેઈથ્ ફુલનેસ્ )
ખુનરેજી ભરેલી. Sanguine ( સેન્ગ્વીન્ )
માર્ગ Course ( કોર્સ્ )
ઘસઘસાટ ઉંઘ. Sound sleep ( સાઉન્ડ્ સ્લીપ્ )
ગણતરી Calculation ( કૅલ્ક્યુલેશન્ )
પ્રકાશ Dazzling light ( ડેઝ્લીંગ્ લાઈટ્ )
ગડબડ Bustle ( બસલ્ )
સોંપવું To entrust ( ટુ એન્ટ્રસ્ટ્ )
ફરજ બજાવતા મરવું To sacrifice one's self at the alter of duty. ( ટુ સૅક્રીફાઈસ્ વન્સ્ સેલ્ફ્ ઍટ્ ધી આલ્ટર્ ઑફ્ ડ્યુટી. )

| | |
|---|---|
| લશ્કરનો ઘણો મોટો ભાગ તો રણક્ષેત્રમાંજ કપાઈ ગયો હતો. | By far the greater part of the army was killed on the battle field. |
| તમારૂં સુભાગ્ય છે કે તમે બચવા પામ્યા. | It is your good luck that you are saved. |
| હવે તમારૂં ધ્યાન કંઇક ધર્માદા તરફ દોરો. | Now turn your attention to some charity. |
| કારણ કે આજકાલ નાણાની રેલછેલ છે. | Because there is profusion of wealth now a days. |
| બધાં ખાતાં ઉપર તેણે એકસરખો કાબુ મેળવ્યો છે. | He has got uniform control over all departments. |

| | |
|---|---|
| મ્હારા માસ્તર ગણિતના ઉસ્તાદ છે. | My teacher is an expert of Mathameties. |
| વ્યાપારી દુનિઆમાં મોટા ફેરફારને લીધે તે ન્યાલ થઇ ગયો છે. | Owing to the great change in the commercial world, he has risen to the highest pitch of prosperity. |
| લેવડદેવડમાં તે ન્યાયી અને પ્રમાણીક છે. | In pecuniary dealings he is just and fair. |
| તેની પૈસા સંબંધી સ્થીતિ સંતોષકારક નથી. | His pecuniary condition is not satisfactory. |
| આ ઉપરાંત તેને ઘણું કરવાનું છે. | Besides this he has much to do. |
| તે હમેશાં કુદરતી સાધનો પાછળ પડયો છે. | He is always after the natural resources. |
| ખરૂં જોતાં તે બિલકુલ ગુન્હેગાર નથી. | As a matter of fact he is not at all guilty. |
| ન્યાયાધીશનાં ભુલ ભરેલાં અનુમાનને લીધે તે વેઠે છે. | He suffers owing to the false inference of the judge. |
| મારવાડમાં ભયંકર દુષ્કાળ છે અને લોકોને અન્ન પાણીનાં સાસાંછે. | There is terrible famine in Marwar and people stand in dire need of food and water. |
| ભુખે મરતાં એક હજાર આત્માઓને મ્હારા મિત્રે સારી મદદ કરી છે. | My friend has given good help to a thausand souls boardering on starvation. |
| તે મિલનસાર સ્વભાવનો માણસ છે | He is a man of amiable nature. |
| વેપારી શાન્ત પ્રકૃતિનો જોઇએ. | A merchant must have a cool temperament. |

| | |
|---|---|
| અમે અજાણ્યા લોકોપર વિશ્વાસ રાખતા નથી. | We do not put faith in aliens. |
| નાનાં છોકરાં તમારૂં વિદ્વતા ભરેલું ભાષણ સમજી શકશે નહીં. | Young children cannot grasp Your learned lecture. |
| લાંબે વખતે આ રીવાજ ફાયદાકારક નીવડશે. | This custom will prove beneficial in the long run. |
| મેં આ તપસ્વીને પહેલ વહેલોજ જોયો. | I saw this recluse for the first time. |
| હવે તેની ઈમાનદારીની ઘણી કસોટી થઇ છે. | Now his faithfulness is much tried. |
| પાણીપતનાં મેદાનમાં આટલી બધી ખુનરેજી ભરેલી લડાઇઓ થઇ છે. | So many sanguine battles have been faught on the battle field cf Paniput. |
| આ માર્ગ સલામતી વાળો છે. | This course is the safest. |
| ગઇ રાતે મને ઘસઘસાટ ઉંઘ આવી. | I had sound sleep last night. |
| ગણતરી કરો અને પછી મારી પાસે આવો. | Make a calculation and then come to me. |
| સૂર્યના પ્રકાશમાં અમે આગળને આગળ ગયા. | We passed on and on in the dazzling light of the sun. |
| તેટલામાં તો બધી ગડબડ શમી ગઈ હતી. | In the meanwhile all bustle was pacified. |
| મ્હારૂં બાળક હું કોને સોંપીસ. | Whom shall I entrust my babe to. |
| લોર્ડ કીચનર ફરજ બજાવતાં મરણ પામેલ છે અને તેથીજ લોકો | Lord Kitchner has sacrificed himself at the alter of duty. |

તેમના વધારે વખાણ કરે છે. and therefore people praise him more.

વિકરાળ Fierce ( ફીઅર્સ ).

અમર કીર્તિ મેળવવી To earn immortal glory ( ટુ અર્ન ઇમ્મૉર્ટલ ગ્લોરી ).

નિશાનો આવેશ Fit of intoxication ( ફીટ્ ઑફ્ ઈન્ટૉકસીકેશન ).

એલચી Embassador ( ઍમ્બૅસેડર્ )

વાતચિત કરવાની હોશીઆરી Conversational skill (કૉન્વર્ઝેશનલ્ સ્કીલ્ )

છોકરવાદ Childish ( ચાઈલ્ડીશ્ )

જીત મેળવવી To achieve victory ( ટુ ઍચીવ્ વીકટરી )

પગે ચાલતા માણસો Pedestrians ( પીડેસ્ટ્રીઅન્સ્ )

ગાડીની હારો Lines of coaches ( લાઈન્સ્ ઑફ્ કોચીઝ્ )

માન રાખવું To respect ( ટુ રીસ્પેક્ટ્ )

ટેકો આપવો To support ( ટુ સપોર્ટ )

જનદયા Philanthrophy ( ફીલાન્થ્રૉફી )

જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં Cannot be too highly praised ( કેનનૉટ્ બી ટુ હાઈલી પ્રેઇઝ્ડ )

સંહાર Merciless slaughter ( મર્સીલેસ્ સ્લૉટર્ )

શાન્તી જાળવવી To preserve peace ( ટુ પ્રીઝર્વ પીસ્ )

વ્યવસ્થા Organization ( ઑર્ગૅનીઝેશન્ )

એક રાજ્ય Common government ( કૉમન્ ગવર્નમેન્ટ્ )

હિમાયતી Advocate ( ઍડ્વોકેટ્ )

ઉડાડી દેવું To blow up ( ટુ બ્લો અપ્ )

ખાતમીદારો Spies ( સ્પાઇઝ્ )

સામગ્રી Equipment ( ઈક્વીપ્ મેન્ટ્ )

ઉગ્રતપ Austere penance ( ઑસ્ટીઅર્ પીનેન્સ્ ).

અધકચરા Superficial ( સુપરફીશ્યલ્ )
ટળવળાટ કરવો To struggle for ( ટુ સ્ટ્રગલ્ ફૉર )
હસ્ત લિખિત પ્રત Manuscript ( મેન્યુસ્ક્રીપ્ટ્ )
વિવિધ્ સ્વભાવ Various temperament ( વેરીઅસ્ ટેમ્પરામેન્ટ્ )
દરરોજના વૃત્તાન્તો Daily events ( ડેઇલી ઇવેન્ટસ્ )
પ્રચલિત હોવું To be in vogue ( ટુ બી ઇન્ વૉગ્ )
વિદ્યુત પ્રવાહ Electric current ( ઈલેકટ્રીક કરન્ટ્ )

| | |
|---|---|
| પછી એક વિકરાળ સિંહ દેખાયો હતો. | Then a fierce lion was seen. |
| અમર કીર્તિ મેળવવી એ સહેલી વાત નથી. | It is not an easy thing to earn immortal glory. |
| તે આ બધું નિશાના આવેશમાં બોલે છે. | He speaks all this in a fit of intoxication. |
| ઇટાલીના એલચીએ રાજાને ઘણું માન આપ્યું | The Italian ambassador honoured the king very much. |
| વાતચિત કરવાની હોશિઆરી કુદરતી છે. | Conversational skill is natural |
| તે છોકરવાદથી ભરેલો છે. | He is full of childish habits. |
| ઔરંગઝેબે જીત મેળવવાને તેનાથી બનતું કર્યું. | Aurangzeb tried his best to achieve victory. |
| પગે ચાલતાં માણસોને મોટરવાળાઓ બહુ બીવરાવે છે. | The pedestrians are greatly terrified by the motorists. |
| સ્ટેશનઉપર ગાડીની હારો જણાય છે. | Lines of coaches are seen at the station. |
| મોટાનું માન રાખો | Respect the elderly persons. |
| હું તેના વિચારને ટેકો આપું છું. | I support his view. |
| જન દયા એક ઉમદા ગુણ છે. | Philanthropy is a noble quality. |

| | |
|---|---|
| તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. | He cannot be too highty praised. |
| આ સંહાર તેને પાયમાલ કરશે. | This merciless slaughter shall ruin him. |
| શાન્તી જાળવવી તે મોટી વાત છે. | It is a great thing to preserv peace |
| તેનામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી. | He has no capacity of organization. |
| તે એક સામાન્ય રાજ્યનો નોકર છે. | He is a servant of a common government. |
| તે કાયદાનો હિમાયતી છે. | He is an advocate of law. |
| દુશ્મનોએ આખું શહેર ઉડાવી દીધું. | The enemies blew up the whole town. |
| આ દુશ્મનોના બાતમીદારો છે. | These are the spies of the enemies. |
| બધી સામગ્રીથી લશ્કર તૈયાર થયું. | With all equipment the army got ready. |
| તેનાં ઉગ્રતપથી આખી સૃષ્ટિ ડોલવા લાગી. | The whole universe began to shake on account of his austere penance. |

નિયમ પ્રમાણે As usual (ઍઝ્ યુઝ્વલ્)
હવાલે કરવું To hand over (ટુ હૅન્ડ્ઓવર્)
પીઠ ફેરવવી To retreat (ટુરીટ્રીટ્)
મરણીયા Desperate (ડેસ્પરેટ્)
નિર્દયપણે Ruthlessly (રૂથ્લેસ્લી)
સપત્ની Co-wife (કૉવાઈફ્)

અંતઃપુર Harem ( હેરમ્ )
મોટો રાજા Supreme monarch ( સુપ્રીમ્ મૉનાર્ક્ )
વારસ Lawful heir ( લૉ ફુલ્ હૅર )
પાયમાલ થવું To bring ruin ( ટુ બ્રીંગ્ રૂઇન્ )
અલગ્ રહેવું To keep aloof ( ટુ કીપ્ એલૂફ્ )
શાન્તિને આબાદી Peace and prosperity ( પીસ્ ઍન્ડ્ પ્રૉસ્પેરીટી )
તીરસ્કાર કરવો To spurn ( ટુસ્પર્ન્ )
પાયમાલ કરવું To lay waste ( ટુ લેવેસ્ટ્ )
એક દિલથી With one heart ( વીથ્ વન્ હાર્ટ્ )
વ્યક્તિ Individual ( ઇન્ડીવ્યુઅલ્ )
અવિશ્વાસ પાત્ર. Untrustworthy ( આન્ ટ્રસ્ટ્ વર્ધી )
લક્ષ્ય બિન્દુ Goal ( ગોલ્ )
સહકાર્યતા Co operation ( કોઑપ્રેશન્ )
અપાર Endless (ઍન્ડ્ લેસ્ )
અસાધ્ય Impracticable ( ઇમ્ પ્રૅક્ટીકેબલ્ )
જ્ઞાન જ્યોતિ Light of universal consciousness ( લાઇટ્ ઑફ્ યુની વર્સલ્ કૉન્શ્યસ્ નેસ્ )
સમાધી Meditation ( મેડીટેશન્ )
દોષ Fault ( ફૉલ્ટ્ )
બ્હાનું Pretext ( પ્રીટેક્સ્ટ્ )
મિજાજ જવો To lose one's temper ( ટુ લુઝ્ વન્સ્ ટેમ્પર )
ગંજાવર Gigentic ( જાઇજેન્ટીક્ )
ઉભરાતી Teeming with ( ટીમીંગ્ વીથ્ )
સડો Decay (ડીકે )
મોક્ષ Salvation (સાલ્વેશન્ )
વ્યવ્હારીક જાહોજલાલી Material prosperity (મટીરીઅલ્ પ્રૅાસ્પેરીટિ )

| | |
|---|---|
| નિયમ પ્રમાણે માનશંકર કચેરીમાં ગયા. | Manshanker went to the office as usual. |
| હું મ્હારા છોકરાને એક અજાણ્યાના હવાલે કરીશ નહીં. | I will not hand over my son to a stranger. |
| હવે દુશ્મનોએ પીઠ ફેરવી. | Now the enemies retreated. |
| મરણીયા સીપાઇઓએ લડયા કર્યું | Desperate soldiers kept on fighting. |
| જેઓ પકડાયા તેમને ઘાતકી પણે મારી નાંખવામાં આવ્યા હતા. | Those who were caught were ruthlessly put to death. |
| સપત્ની જન તરફ માયાળુ થજે. | Be kind to your co-wives. |
| આ વખતે નૂરજહાં અંતઃપુરમાં હતી. | At this time Noorjehan was in the harem. |
| જહાંગીર આ વખતે મોટો રાજા હતો. | Jehangir was now the supreme monarch. |
| તમારે કોઇ વારસ છે ? | Have you any lawful heir ? |
| જેઓ ખરાબ છે તેમનાથી અલગ રહો. | Keep aloof from those who are bad. |
| કેળવણી શાન્તિ અને આબાદી લાવે છે. | Education brings peace and prosperity. |
| હું તેનો તિરસ્કાર કદી કરતો નથી. | I never spurn him. |
| નાદિરશાહે દિલ્હીને પાયમાલ કર્યું. | Nadirshah laid waste Delhi. |
| એક દિલથી કામ કરો અને તમને બદલો મળશે. | Work with one heart and you shall have the reward. |
| હું અમુક વ્યક્તિને વિષે વાત કરતો નથી. | I don't talk about a particular individual. |
| તે અવિશ્વાસ પાત્ર માણસ નથી. | He is not an untrustworthy man |

| | |
|---|---|
| આ મારૂં લક્ષ્યબિન્દુ છે. | This is my goal. |
| સહકાર્યતાથી તેને કામ કરવા દ્યો. | Let him work with cooperation. |
| ઇશ્વરની અજાબીઓ અપાર છે. | Wonders of God are endless. |
| હું ધારૂં છું આ કામ તદ્દન અશક્ય છે. | I think this work is totally impracticable. |
| જ્ઞાન જ્યોતી તો માત્ર ઈશ્વરની કૃપાવડેજ મેળવાય છે. | The light of universal consciousness is obtained only by the grace of God. |
| તે હાલમાં સમાધીમાં છે. | He is in meditation at present, |
| યાદ રાખજો કે તમે મારા કોઇપણ ગુન્હા સિવાય મને સજા કરી છે. | See that you have punished me without any fault of mine. |
| આવું બ્હાનું નહીં ચાલે. | Such a pretext will not do. |
| મીજાજ ખુવો નહીં. | Don't lose your temper. |
| તમે તેની ગંજાવર વખાર જોઈછે ? | Have you seen his gigentic godown ? |
| તેનું હૃદય આનંદથી ઉભરાતું હતુ. | His heart was teeming with joy. |
| તે સડો કરશે. | It will cause decay. |
| જો તમારે મોક્ષ જોઇએ તો તમારે પવિત્ર થવું જોઈએ. | If you want salvation, you must be pious. |
| યુરોપમાં એશીઆ કરતાં વ્યાવ્હારીક જાહોજલાલી વધારે છે. | Europe has more material prosperity than Asia. |

આભારી હોવું. To be indebted ( ટુ બી ઇન્ડેટેડ ).

અજ્ઞ Illiterate ( ઇલીટરેટ્ ).

પ્રજાહિતનાં કાર્યો National good ( નૅશનલ્ ગુડ ).

સમય પાલક Punctual ( પંક્ચ્યુઅલ્ ).

સલામ કરવી To pay respect ( ટુ પૅરીસ્પેક્ટ )

નકામા બેસાડી મુકવું. To keep waiting for nothing (ટુ કીપ્ વેઈટીંગ્ ફૉર નથીંગ્)
વિશ્વાસ ઉઠવો, To lose confidence (ટુ લુઝ્ કૉન્ફીડન્સ).
વાયદો પાળવો To keep one's promise (ટુ કીપ્ વન્સ્ પ્રૉમીસ્).
સંસારનો ખટલો Worldly concerns (વર્લ્ડલી કન્સર્ન્સ)
ઇમાનદારી Fidelity (ફાઇડેલીટી)
કરાર તોડવો To break a contract (ટુ બ્રેક્ એ કૉન્ટ્રેક્ટ્)
સોંપય નહી. Cannot be trusted (કૅનનૉટ્ બી ટ્રસ્ટેડ્).
પતિજ રાખવી To trust (ટુ ટ્રસ્ટ્).
સંમાનીત Greatly honoured (ગ્રેટલી ઑનર્ડ્)
ગૌરવ Glory (ગ્લોરી).
ચોરાવું To break (ટુ બ્રેક્)
પવિત્ર Holy (હોલી)
ભપકાદાર Sumptuous (સમ્પ્ચ્યુઅસ્)
વલણ Tendency (ટૅન્ડન્સી)
પ્રકટવું To become menifest (ટુ બીકમ્ મેનીફેસ્ટ્).
સહજ સિદ્ધ થવું To follow naturally (ટુ ફૉલો નેચરલી)
સૂક્ષ્મ રીતે Minutely (માન્યુટલી)
સામેલ રાખેલા કાગળો Exhibits (ઍગ્ઝીબીટસ્)
દસ્તાવેજ Document (ડૉક્યુમેન્ટ્)
દસ્તાવેજી સાબેતી. Documentary proof (ડૉક્યુમેન્ટરી પ્રુફ્)
સંભાળ પૂર્વક અવલોકન Careful perusal (કૅરફુલ પેરૂઝલ્)
પ્રથકરણ Analysis (ઍનેલીસીઝ્)
હું તમારો હમેશનો આભારી છું. I am indebted to you for ever.
તે અજ્ઞ છે. He is illiterate.

| | |
|---|---|
| ગોખલેએ પ્રજા હિતનાં કાર્યો માટે સખ્ત પ્રયાસ કર્યો છે. | Gokhle has tried very hard for national good. |
| સમય પાલક બનો એટલે તમે સુખી થશો. | Be punctual and you will be happy. |
| તમે તમારા માસ્તરને સલામ કેમ કરતા નથી ? | Why do you not pay respect to your teacher ? |
| મને નકામો બેસાડી રાખો નહિ. | Please do not keep me waiting for nothing. |
| મ્હારો તેના પરથી વિશ્વાસ ઉઠી ગયો છે. | I have lost confidence in him. |
| તે વાયદો પાળે તેવો માણસ છે. | He is a man to keep his promise |
| સંસારના ખટલામાં ગુંચાઇ જશો નહીં. | Do not be entangled in worldly concerns. |
| ઇમાનદારીથી ઇશ્વર ખુશી રહે છે. | God is pleased by fidelity. |
| કરાર તોડવો તે ઈમાનદારી વિરૂદ્ધ છે. | To break a contract is against fidelity. |
| આવું જોખમદારીનું કામ એક છોકરાને સોંપાય નહીં. | Such a responsible work cannot be trusted to a boy. |
| તેની પતીજ રાખશો નહીં, | Do not trust to him. |
| તે એક સંભાવિત ગૃહસ્થ છે. | He is a greatly honored gentleman. |
| પોતાનું ગૌરવ સાચવી રાખવું તે નાની સુની વાત નથી. | To preserve one's glory is no little thing. |
| આ સમાચારથી તેનું હૃદય ચીરાઈ ગયું હતું. | His heart was broken at this news. |

| | |
|---|---|
| પવિત્ર માણસો કદી આડે માર્ગે જતા નથી. | Holy men never go astray, |
| તેણીના ભપકાદાર પોષાકે મને લલચાવ્યો. | Her sumptuous dress enticed me. |
| જુવાનીનું આવું વલણ છે. | Such is the tendency of youth. |
| જ્યારે તેનું પાપ પ્રકટ થયું ત્યારે દરેકે તેને ધીક્કારી કાઢયો. | When his sin became menifest every One despised him. |
| આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે જુવાનીઆઓને પવિત્ર મંડળીમાં રાખવા જોઇએ. | It follows naturally that the youth must be kept in pious company. |
| જો સૂક્ષ્મ રીતે જોશો તો તમને આશ્ચર્ય થશે. | If you will observe minutely, you will wonder. |
| મ્હારા વકીલને સામેલ રાખેલા તમામ કાગળો બતાવવાનું મેં લખ્યું છે. | I have written to my pleader to show all the exhibits. |
| તમારો દસ્તાવેજ ક્યાં છે? દસ્તાવેજી સાબીતી સિવાય તમે નહીં ફાવો. | Where is your document? you will not succeed without documentary proof. |
| સંભાળ પૂર્વક અવલોકન પછી કોર્ટે ઇન્સાફ આપ્યો. | After a careful perusal the court delivered the judgment. |
| આ પદાર્થોનું પ્રથક્કરણ કરો. | Make an analysis of these things. |

જમીન દોસ્ત કરવું To level to the ground ( ટુ લેવલ ટુ ધી ગ્રાઉન્ડ )
તોપનો મારો Bombardment ( બૉમ્બાર્ડમેન્ટ )
લક્ષાધિપતિ Millionair ( મીલીઓનેર )
શાસ્ત્રીય સાધન Scientific way ( સાયન્ટીફીક વે )
સંપૂર્ણ ફળ Ample reward ( ઍમ્પલ રીવૉર્ડ )

વિકાસ પામવું To develop ( ટુ ડેવલપ્ )
મુખ્ય કારણ Chief cause ( ચીફ્ કૉઝ્ )
મુખ્ય મુદ્દો Fundamental principle. ( ફન્ડામેન્ટલ્ પ્રીન્સીપલ્ )
જ્ઞાનતંતુ Nerves ( નર્વ્ઝ્ )
ચટકા ભરવા To pinch ( ટુ પીન્ચ્ )
ફગો દેવો To prove false ( ટુ પ્રુવ ફૉલ્સ )
વિકટ Critical ( ક્રીટીકલ્ )
પિતૃભક્તિ Filial devotion ( ફાઇલીઅલ્ ડીવોશન્ ).
આત્મબળ Self exertion ( સેલ્ફ્ એગ્ઝર્શન્ )
ગમે તેવું સંકટ આવે. Come what may ( કમ્ વૉટ્ મે ).
ઉત્તમ કલ્પના શકિત Superior ingenuity (સુપીરીઅર્ ઈન્જેન્યુટી )
સેનેટનો સભાસદ A member of the Senate ( એ મેમ્બર ઑફ્ ધી સીનેટ્ )
ગંભીર સભા August assembly ( ઑાગસ્ટ્ એસેમ્બલી )
ઉશ્કેરાઇ ગએલા Enraged ( એનરેજ્ડ્ )
છટાદાર રીતે Eloquently ( ઈલોક્વન્ટલી )
પ્યાર બાંધવો To woo ( ટુ વુ ).
ટકાવી રાખવું To maintain ( ટુ મેઇન્ટેઇન્ )
પશ્ચાતાપના શબ્દો Words of repentance ( વર્ડ્ઝ્ ઑાફ્ રીપેન્ટન્સ )
પ્રકરણે નવું સ્વરૂપ પકડયું. The question assumed a new form. ( ધી ક્વેશ્ચન્ એશ્યુમ્ડ્ એન્યુ ફૉર્મ )
સ્પષ્ટ અથવા ગંભીર. Express or implied (ઍક્સ્પ્રેસ ઑર ઇમ્પ્લાઇડ્ )
રાજ્યસ્થંભ Pillars of the State ( પીલર્સ ઑાફ્ ધી સ્ટેટ્ )
અંકુશ રાખવો To keep in check ( ટુ કીપ્ ઇન્ ચેક્ )
ત્રાસ Terror ( ટેરર્ ).
હડતાળ Strike ( સ્ટ્રાઇક્ )

| | |
|---|---|
| મોટાં મોટાં મકાનોને જમીનદોસ્ત કરવામાં આવ્યાં હતાં. | Great buildings were levelled to the ground. |
| બપોર સુધી તોપનો મારો ચાલુ રહ્યો. | The bombardment continued till noon. |
| મ્હારો એક મિત્ર લક્ષાધીપતિ છે. | One of my friends is a millionaire. |
| શાસ્ત્રીય સાધનથી તે કરો. | Do it in a scientific way. |
| હું કરૂં તેમ તમે કરો તો તમને સંપૂર્ણ ફળ મળશે. | If you do what I tell you, you will have ample reward. |
| તમારી કાવ્ય શક્તિનો વિકાસ કરવા પ્રયત્ન કરો. | Try to develop your poetic powers. |
| તેના ઉદયનું આ મુખ્ય કારણ છે. | This is the chief cause of his rise. |
| તમે મ્હારાં ભાષણનો મુખ્ય મુદ્દો સમજ્યા નથી. | You have not unobrstood the fundamental principle of my lecture. |
| જ્ઞાનતંતુઓ આપણાં શરીરમાં એક ઉપયોગી ભાગ ભજવે છે. | The nerves play an important part in our body. |
| કેટલાંક પાપી કામો તેને ચટકા ભર્યા કરે છે. | Some sinful acts have been pinching him. |
| તેણે તેના શેઠ ને દગો દીધો. | He proved false to his master. |
| આવા વિકટ પ્રસંગે તેણે તેને છોડવો જોઈતો નહોતો. | He ought not to have left him at Such a critical time. |
| સ્વામિ ભક્તિ તે પિતૃ ભક્તિ જેવી જ છે. | Devotion to the master is as good as philial devotion. |
| આ તેનાં આત્મબળનું પરિણામ છે. | This is the result of his self exersion. |

| | |
|---|---|
| ગમે તેવું સંકટ આવે પણ તે પોતાનો નિશ્ચય ફેરવશે નહીં. | Come what may, but he will not change his determination. |
| તે અડગ આગ્રહી માણસ છે. | He is a man of unshakable detrmination. |
| તેનામા ઉત્તમ કલ્પના શક્તિ છે. | He possesses superior ingenuity; |
| મારો કાકો સેનેટનો સભાસદ છે. | My uncle is the member of the senate. |
| ગંભીર સભામાં તે કાંઇ બોલી શક્યો નહીં. | He could not speak anything in the august assembly. |
| વાંદરાં હવે ઉશ્કેરાઈ ગયાં હતાં. | Now the monkeys were enraged. |
| વક્તાએ છટાદાર ભાષણ આપ્યું. | The speaker delivered his speech eloquently: |
| તે છોકરી સાથે પ્યાર બાંધવાના તેના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા. | All his efforts to woo that girl were in vain. |
| દોસ્તી નિભાવી રાખવી એ કસોટી કરે તેવી બાબત છે. | To maintain friendship is a trying thing. |
| હવે પશ્ચાત્તાપના શબ્દો કોઇ કામના નથી. | Now the words of repentance are of no avail. |
| પ્રકરણે પછી નવું સ્વરૂપ પકડયું | Then the question assumed a new form. |
| તેની વાતમાં કાંઈ સ્પષ્ટ અથવા ગર્ભિત હેતુ છે, | There is some exprees or implied motive in his tala. |
| હાલના સભાસદો તો રાજ્યના સ્થંભ છે. | The present councillors are the pillars of the empire. |
| નાનાં બાળક ઉપર અંકુશ રાખવો જોઇએ. | Little children must be kept in check. |

અમારો હાલનો ઉપરીતો આખી ઓફીસને એક ત્રાસ છે. Our present superior is a terror to the whole office.

મીલ મજુરોએ હડતાલ પાડી. The mill hands raised a strike.

હુલડ કરવું To mutiny ( ટુ મ્યુટીની )

કોલાહલ Uproar ( અપ્રોઅર્ )

હઠાવવું To force back ( ટુ ફોર્સ બૅક્ )

અમાનુષી Superhuman ( સુપર્ હ્યુમન્ )

પ્રોત્સાહન આપવું To encourage ( ટુ એન્કરેજ્ )

ભીષણ પ્રતિજ્ઞા. Terrible vow ( ટેરીબલ્ વાઉ ).

ખરો યોદ્ધો True warrior ( ટ્રુ વૉરીઅર્ )

પ્રચંડ. Mighty ( માઈટી ).

પરસ્પર વિરોધી contradictory ( કૉન્ટ્રૅડીકટરી )

બટો લગાડવો To darken ( ટુ ડાર્કન્ )

દારૂ ગોળો Arms and ammunition ( આર્મસ્ ઍન્ડ્ એમ્યુનીશન્ )

શોકથી વિકળ Bewildered with grief ( બીવીલ્ડર્ડ્ વીથ્ ગ્રીફ્ )

આફત Calamity ( કૅલે મીટી ).

કાટ કડવો To do away with ( ટુ ડુ અવે વીથ્ ).

છુટવું To get rid of ( ટુ ગેટ્ રીડ્ ઑફ્ )

ફુલાઈ જવું To be puffed up ( ટુ બી પફ્ડ્ અપ્ )

આવેશ. Excitement ( એકસાઇટ્મેન્ટ્ )

પરાપૂર્વથી From times immemorial ( ફ્રૉમ્ ટાઇમ્સ્ ઇમ્ મૅમોરીઅલ્ )

પક્ષકાર Supporter ( સપોર્ટર્ )

બાકી ન રાખવું To leave no stone unturned ( ટુ લીવ્ નો સ્ટોન્ અનટર્ન્ડ્ )

તુમુલ Terrible ( ટેરીબલ્ )

મંત્ર Magical incantation ( મૅજીકલ્ ઈન્કૅન્ટેશન્ )

હિંસક પ્રાણી Voracious beast ( વોરેશ્યસ્ બીસ્ટ્ )
એરણ Anvil ( ઍન્વીલ્ )
અચળ Immovable ( ઇમ્ મુવેબલ્ )
મોગરી Mallet ( મૅલેટ્ )
હથોડો A hammer ( ઍહમર્ )
નૌકા શાસ્ત્રની કેળવણી Naval training ( નૅવલ્ ટ્રેઈનીંગ્ )

| | |
|---|---|
| અઢારસેં સત્તાવનમાં હિંદુસ્તાનમાં સિપાઈઓએ બળવો ઉઠાવ્યો. | In eighteen hundred and fifty seven, the sepoys in India mutinied |
| આ ઉપરથી આખા હિંદુસ્તાનમાં કોલાહલ મચી રહ્યો. | Upon this there was an uproar over the whole of India. |
| આખરે સિપાઈઓને હઠવું પડ્યું હતું. | At length the sepoys were forced back. |
| શિવાજી અમાનુષી શક્તિઓવાળો રાજા હતો. | Shivaji was a king of superhuman powers. |
| તેને પ્રોત્સાહન આપવાની તેની ફરજ હતી. | It was his duty to encourage him. |
| તમારા ભત્રિજાએ તો ભીષણ પ્રતીજ્ઞા લીધી છે. | Your nephew has taken a terrible vow. |
| ખરો યોદ્ધા કદી બાયલાને તાબે થશે નહીં. | A true warrior would not submit to a coward. |
| એક પ્રચંડ ધનુષ્યથી રામે રાવણને સંહાર્યો. | Rama killed Ravan with a mighty bow. |
| શ્રમ કરવું અને આરામ લેવો તે પરસ્પર વિરોધી શબ્દો છે. | To work and rest are contradictory terms. |
| આ મૂર્ખ માણસે તેના આખાં કુટુમ્બને બટ્ટો લગાડયો છે. | This foolish man has darkened his whole family. |

| | |
|---|---|
| અમારી પાસે દારૂગોળો પુરતો છે. | We have sufficient arms and ammunition. |
| જ્યારે દમયંતીએ નળને ન દીઠો, ત્યારે તેણી શોકથી વિકળ થઇ ગઈ. | When Damayanti did not see Nala, she was bewildered with grief. |
| તમને આ આફતમાંથી કોણે બચાવશે ? | Who will save you from this calamity. |
| માધવે કેશવનો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો. | Mudhav resolved to do away with keshav. |
| હું આ ઘાતકી શિકારી પાસેથી શી રીતે છુટીશ ? | How shall I get rid of this cruel hunter. |
| ઉદયના વખતે ફુલાઈ જશો નહીં | Do not be puffed up in the time of prosperity. |
| ગુસ્સાના આવેશમાં તેણે તેનું ખુન કર્યું. | He murdered him in an excitement of anger. |
| પરાપૂર્વથી હિંદુઓમાં આ રિવાજ ચાલતો આવેલો છે. | From times immemorial, this custom is prevelent amongst the Hindus. |
| આ માણસ તહોમતગારનો પક્ષકાર છે. | This man is the supporter of the accused. |
| પોતાના મિત્રને છોડાવવાને તેણે કાંઇ પણ કરવાનું બાકી રાખ્યું નથી. | He has left no stone unturned to deliver his friend. |
| પાણીપતનાં મેદાનમાં એક તુમુલ યુદ્ધ થયું. | A terrible battle took place in the field of Panipat. |
| ફકીરે રાજાની જીંદગી એક મંત્રથી બચાવી. | The Fakir saved the king's life by a magical incantation. |

| | |
|---|---|
| કાન્તા હિંસક પ્રાણીઓનો ભોગ થઈ પડી છે. | Kanta is fallen a prey to voracious beasts. |
| લોઢું ગરમ હોય ત્યારે એરણ ઉપર ઘડો, | Hit the iron on the anvil when it is hot. |
| કુદરતનો કાયદો અચળ છે. | Nature's law is immovable. |
| આમોઘરીથી ઘંટ વગાડો. | Ring the bell with this mallet |
| લુહાર હથોડાથી લોઢું ઘડે છે. | The blacksmith forges iron with a hammer. |
| રાજકુમારને નૌકા શાસ્ત્રની કેળવણી લેવા દરિયે મોકલેલ છે. | The prince is sent to the sea to receive naval training. |

ગોખણીયું જ્ઞાન Bookish learning ( બૂકીશ્ લર્નીંગ્ )
તાબેદારીનો ગુણ The quality of obedience ( ક્વૉલીટી ઑફ્ ઓબીડીઅન્સ્ ).

ઉપાયો Means ( મીન્સ્ )
મહેરબાની કરવી To favour ( ટુ ફેવર્ )
સાધનભૂત Instrumental ( ઇન્સ્ટ્રુમેન્ટલ્ )
મનન કરવું To contemplate ( ટુ કૉન્ટમ્પ્લેટ્ )
સર્વ ગુણ સંપન્ન Accomplished ( ઍકૉમ્પ્લીશ્ડ્ )
નજીવું Trivial ( ટ્રીવીઅલ્ ).
સાધારણ જ્ઞાન General culture ( જનરલ્ કલ્ચર્ )
દશવર્ષ. A decade ( એડીકેડ્ )
ટપકાવવું To jot down ( ટુ જૉટ્ ડાઉન્ )
પૂજ્ય Worthy of respect ( વર્ધી ઑફ્ રીસ્પેક્ટ્ )
સભામંડપ A council chamber( એકાઉન્સીલ્ ચેમ્બર્ )
સમાજ A public Society ( એ પબ્લીક્ સોસાઈટી )
સાળ A loom ( એ લુમ્ )

યાંત્રિક કળા Mechanical art ( મીકૅનીકલ્ આર્ટ )
કદરૂપું Deformed ( ડીફૉર્મ્ડ્ )
જીવન પર્યંતભક્તિ. Life long devotion ( લાઈફ્ લૉંગ ડીવોશન્)
હાસ્યજનક વસ્તુ Comic ( કૉમીક્ )
નિયમીત રીતે Systematically ( સીસ્ટેમૅટીક્લી ).
હસવા જેવું Ridiculous ( રીડીક્યુલસ્ )
દુરૂપયોગ કરવો To abuse ( ટુ ઍબ્યુઝ્ )
દત્તક લેવો To adopt ( ટુ ઍડોપ્ટ્ )
ધ્યાનમાં રાખવા જોગ. Worthy of notice ( વર્ધી ઑફ્ નોટીસ્ )
નમુનો Specimen ( સ્પેસીમેન્ )
મર્મ ભાગ Vital part ( વાઇટલ્ પાર્ટ )
પરોક્ષ Indirect ( ઇનડીરેક્ટ્ )
પ્રત્યક્ષ Direct ( ડીરેક્ટ્ ).

| | |
|---|---|
| તે ગોખણીયા જ્ઞાનવાળો માણસ છે. | He is a man of bookish learning. |
| આ નોકરમાં તાબેદારીનો ગુણ નથી. | This servant has no quality of obedience |
| તેને સુધારવાને તમે શું ઉપાયો યોજ્યા છે ? | What means have you taken to improve him. ? |
| મને આટલું શીખવવાની મહેરબાની કરશો ? | Will you please favour me to teach this ? |
| વળકવળ તેની ફતેહમા મુખ્યત્વે સાધન ભૂત છે. | Tact is chiefly instrumental to his success. |
| આ વિષય ઉપર મનન કરો. | Contemplate over this subject. |
| મોહનલાલ સર્વ ગુણ સપન્ન છે. | Mohanlal is an accomplished man. |
| એક નજીવાં કારણમાંથી લડાઇ સળગી ? | From a trivial cause, the war broke out |

| | |
|---|---|
| હું તો એક સાધારણ જ્ઞાનવાળો કારકુન માગું છું. | I want a clerk of general culture. |
| આ પૂરૂં કરવાને એક દસકો લાગશે | It will take a decade to finish this. |
| હું તમને ઉતરાવું તે ટપકાવી લ્યો | Jot down what I dictate to you. |
| તે પૂજ્ય માણસ છે. | He is a man worthy of respect. |
| સભામંડપમાં એક મોટી સભા ભરાઇ હતી. | A large assembly was held in the council chamber. |
| સમાજ સેવા સર્વોત્તમ છે. | Service of public society is the best. |
| તમારાં કળાભુવનમાં કેટલી શાળાઓ છે ? | How many hand looms are there in your artschool ? |
| હિંદુસ્તાનમાં યાંત્રિક કળા નથી. | There is no mechanical art in India. |
| તેને એક કદરૂપી સ્ત્રી છે. | He has a deformed wife. |
| હું તેની જીવન પર્યંતની ભક્તિને માટે તેનો આભારી છું | I am indebted to him for ever for his life long devotion. |
| આજનાં નાટકમાં હાસ્ય જનક વસ્તુ વખાણવાલાયક નહીં. | The comic in today's drama was not praiseworthy. |
| નિયમિત રીતે કામ કરવાની ટેવ પાડો. | Form a habit of working systematically. |
| આમાં કાંઇ હસવા જેવું નથી. | There is nothing ridiculous in this. |
| હું તને આપુ છું. તે પૈસાનો દુરૂપયોગ કરીશ નહીં. | Do not abuse the money I give you. |
| તે મ્હારા ભાઇને દત્તક લેવાનું ધારે છે. | He thinks of adopting my brother |

| | |
|---|---|
| આ બાબત ધ્યાનમાં રાખવા જોગછે | This thing is worthy of notice. |
| મહેરબાની કરીને તમારા કીમતના પુસ્તકમાં લખ્યા પ્રમાણે નમુનો મોકલશો ? | Will you please send us a specimen as mentioned in your price list ? |
| તે મર્મ ભાગમાં ઘાયલ થયો છે. | He is wounded in the vital part. |
| પરોક્ષ ભાંજગડ તમારી તરફેણમાં કામ કરશે. | Indirect negociations will work in your favour. |
| હું તેના પ્રત્યક્ષ ( સીધા ) સમાગમમાં આવ્યો નથી. | I have not come in his direct touch. |

ઉત્કૃષ્ટતા. Superiority ( સુપીરીઑરીટી )
ભોગનાં સાધનો Means of enjoyment ( મીન્સ્ ઑફ ઍન્જોય્મૅન્ટ્ )
જનમંડળ Society ( સોસાઈટી )
દૃઢપણે Steadily ( સ્ટેડીલી )
રોજ Wages ( વેઇજીસ્ )
જાહોજલાલી Prosperity ( પ્રૉસ્પેરીટી )
સિદ્ધાન્ત Truth ( ટ્રુથ્ ).
ચક્રવર્તી સામ્રાજ્ય Universal empire ( યુનીવર્સલ્એમ્પાયર્ )
ભારેપોકાર્ Strong clamour ( સ્ટ્રૉંગ્ ક્લેમર્ )
જાતો Tribes ( ટ્રાઇબ્ઝ્ )
ભયંકર Formidable ( ફૉર્મીડેબલ્ )
ખીલવું To develop ( ટુ ડેવેલપ્ )
જાગૃતિ Awakening ( અવેકનીંગ્ )
સ્નાયુ Sinews ( સીન્યુઝ્ ).
આડા પડવું To come in the way of ( ટુ કમ્ ઇન્ ધી વે ઑફ્ )
સાહિત્ય Literature ( લીટરેચર્ )
સંસારી બીના Worldly concern ( વર્લ્ડલી કન્સર્ન )

મનનું નબળાપણું Want of moral courage (વૉન્ટ્ ઑફ્ મૉરલ્ કરેજ્)
પ્રતિષ્ઠા Prestige ( પ્રૅસ્ટીજ્ )
ચાડીચુગલી Back-biting ( બૅક્ બાઈટીંગ્ )
ખુશામત Flattery ( ફ્લૅટરી )
તનતોડ Indifatigable (ઈન્ડીફૅટીગેબલ્)
આરામ Rest ( રેસ્ટ્ )
અગ્રેસર Prominent figure ( પ્રૉમીનન્ટ્ ફીગર્ )
સંસ્થા Institution ( ઈન્સ્ટીટ્યુશન્ )
આદર્શ Ideal ( આઇડીઅલ્ )
સંયોગો Surroundings ( સરાઉન્ડીંગ્ઝ્ )
ગ્રહણ કરવું To adopt ( ટુ ઍડૉપ્ટ્ )
પૂર્ણપણે In all respects ( ઈન્ ઑલ્ રીસ્પેક્ટસ્ )
ધબકારા Beats ( બીટસ્ )
નાડી Pulse (પલ્સ્)

| | |
|---|---|
| અમેરિકા અત્યારે તમામ પ્રજાઓમાં ઉત્કૃષ્ઠતા ભોગવે છે | Now a days America enjoys superiority among all nations. |
| પરન્તુ ભોગનાં સાધનો અમર્યાદ છે. | But the means of enjoyment are unlimited. |
| જનમંડળમાં નામ કાઢવું તે સર્વોત્તમ ગુણ છે. | To make a name in society is the best virtue. |
| જો તમે દ્રઢતાથી કામ કર્યે જશો તો તમારૂં કામ તુરત પુરૂં થશે. | If you will work steadily your work will soon be over. |
| તમને શું રોજ મળે છે. | What wages do you get? What are your wages ? ) |
| અહો જહાલીનો જમાનો ગયો છે. | The times of prosperity are gone. |

| | |
|---|---|
| તંદુરસ્તી તે પૈસો છે એ સર્વ ગાએ સ્વીકારેલું સત્ય છે. | 'Health is wealth' is an universally acknowledged truth. |
| બ્રિટિશ રાજ્ય એકજ ચક્રવર્તિ સામ્રાજ્ય છે. | The British Empire is the only Universal Empire. |
| આજના ઠરાવ સામે ભારે પોકાર થઈ રહ્યો છે. | There is a very strong clamour against to-day's resolution. |
| હિંદુસ્થાનમાં આવી હજારો જાતો છે. | There are thousands of such tribes over India. |
| તેની દ્રષ્ટિ ભયંકર હતી. | His looks were formidable. |
| સ્નાયુને કેળવવાને કસરત કરવી જોઈએ. | One must take exercise to develop the sinews. |
| થોડા વરસથી વખાણવા જેવી જાગૃતી હિંદુસ્તાનમાં આવી છે. | For a few years, there is admirable awakening in India. |
| કોઇના કામમાં આડા પડવું તે મ્હારા સ્વભાવથી ઉલટું છુ. | It is against my nature to come in the way of any one. |
| હું સાહિત્યનો ઘણો શોખીન છું. | I am very fond of literature. |
| હું સંસારી બીનાથી અજાણ્યો નથી. | I am not unaware of wordly concern. |
| આવી જાતનો સ્વભાવ મનનું બાયલાપણું સૂચવે છે. | This sort of nature displays want of moral courage. |
| તેણે બધી પ્રતિષ્ઠા ગુમાવી છે. | He has lost all prestige. |
| કેટલાક માણસોને ચાડી ચુગલી કરવાની કુટેવ હોય છે. | Some people have a bad habit of back-biting. |
| તેને ખુશામત ઘણી ગમે છે. | He likes flattery very much. |
| આ ખરાબ રીવાજને કાઢી નાખ- | He has taken indefatigable |

| | |
|---|---|
| વાને તેણે તન તોડ મહેનત કરી છે. | pains to do away with this bad custom. |
| થોડો આરામ લ્યો અને પછી આપણે જઈએ. | Take a little rest and then we might go. |
| આ સંસ્થાનો અગ્રેસર કોણ છે ? | Who is the prominent figure of this institution ? |
| તમારી સંસ્થાનો આદર્શ શું છે ? | What is the ideal of your institution ? |
| આવાં પ્રતિકૂળ સંયોગોમાં પણ તેણે પોતાનું કામ કર્યું. | He marked his way in spite of such unfavourable surroundings. |
| અમે પૂર્ણપણે તમારી યોજના સ્વીકારી છે. | We have adopted your scheme in all respects. |
| મેં તેની નાડીના ધબકારા ગણ્યા છે. | I have counted the beats of his pulse. |

ઉદ્દાત Noble ( નોબલ્ )
લોક માન્યતા Popularity ( પોપ્યુલારીટી )
પ્રફુલ્લતા Splendour ( સ્પ્લેન્ડર )
છટા Charm ( ચાર્મ્ )
ચેષ્ટાઓ Movements ( મુવ્મેન્ટસ્ )
વંટોળીઓ Whirlwind ( વર્લ્વીન્ડ્ )
બરફનો તરતો ડુંગર An ice-berg ( ઍન્ આઇસ્ બર્ગ્ ).
આત્મ સંયમ્ Self control ( સલ્ફ્ કન્ટ્રોલ્ )
મગજ ખસવું To lose one's head ( ટુ લુઝ્ વન્સ્ હેડ )
ઉંડી અસર Deep impression ( ડીપ્ ઇમ્પ્રેશન્ )
અર્થ શાસ્ત્ર Political economy ( પોલીટીકલ્ ઇકૉનોમી )
હુમલો Attack ( ઍટૅક્ )

અવ્યવસ્થા Disorder ( ડીઑર્ડર )
ભંગ Violation ( વાયોલેશન ).
અરૂચીકર Not to one's liking ( નૉટ્ ટુ વન્સ્ લાઇકીંગ્ )
સુધરેલા Civilized ( સીવીલાઈઝ્ડ )
ન સુધરેલા Uncivilized ( અન્ સીવીલાઇઝ્ડ ).
ન્યાય પંડિત Doctor of law ( ડૅાક્ટર ઑફ્ લૅા ).
પ્રજા વિગ્રહ National war ( નૅશનલ્ વૅાર્ )
અદલ ઇન્સાફી Impartial ( ઇમ્પાર્શ્યેલ્ )
પૂર્ણ અવકાશ Free scope ( ફ્રી સ્કોપ્ )
બાહ્ય External ( એક્સ્ટર્નલ્ )
આંતર્ Internal ( ઈન્ટર્નલ્ )

| | |
|---|---|
| તે એક ઉદાત્ત હ્રદયનો માણસ છે. | He is a noble minded man. |
| તેણે સારી લોક માન્યતા મેળવી છે. | He has gained good popularity. |
| તેનાં હ્રદયની પ્રફુલિતતા તેના ચહેરા ઉપર ચળકે છે. | The splendour of his heart glows on his face. |
| તેની બોલવાની છટા વખાણવા લાયક છે. | The charm of his speech is praiseworthy. |
| તેણીની ચેષ્ટાઓ તમે જોઇ શક્યા ? | Could you mark her movements? |
| તે વંટોળીઆમાં ખેંચાઇ ગયો હતો. | He was dragged in the whirlwind. |
| ટીટેનીક આગબોટ બરફના તરતા ડુંગર સાથે અથડાઈ. | The steam ship Titanic struck against a floating iceberg. |
| દરેક જણે આત્મસંયમ રાખવો જોઇએ. | Everybody must have self control. |
| તેનું મગજ ખસી ગયું છે. | He has lost his head. |
| તેનું મગજ ખસી ગયું હોય તેમ જણાય છે. | He seems to have lost his head. |

| | |
|---|---|
| આ કારણથી તેનાં હ્રદયમાં ઉંડી અસર થઈ નહોતી. | On this account there was no deep impression on his heart. |
| તમે અર્થ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે ? | Have you read political economy. |
| મને તાવનો હુમલો હતો. | I had an attack of fever. |
| તેની તમામ ટેવો સંપૂર્ણ અવ્યવસ્થામાં છે. | All his habits are in complete disorder. |
| આ નિયમના ભંગનું પરિણામ સખ્ત સજામાં આવશે. | The violation of this rule will result in severe punishment. |
| આજનું શાક મને અરૂચીકર હતું. | Today's vegetabla was not to my liking. |
| તેણે ઘણાખરા સુધરેલા દેશોની મુસાફરી કરી છે. | He has travelled over most of the civilized countries. |
| આ ગૃહસ્થ મહાન ન્યાય પંડિત છે. | This gentleman is a great Doctor of law. |
| મને આ પ્રજા વિગ્રહમાં કાંઇ લાગતું વળગતું નથી. | I have no concern with this great national war. |
| હું તે અદલ ઇન્સાફી ન્યાયાધીશથી ઘણો ખુશી થયો હતો. | I was greatly pleased with that impartial judge. |
| જુવાન માણસોને ભણવાનો પૂર્ણ અવકાશ જોઇએ. | Young men must have free scope to learn. |
| તે વસ્તુનો બાહ્ય દેખાવ મનોહર છે. | The external appearance of that thing is charming. |
| તેનું આંતર મન કોણે તપાસ્યું છે ? | Who has examined his internal mind ? |

## વાતચિતમાં વારંવાર વપરાતાં કેટલાંક વાકયો.

| | |
|---|---|
| કેમ છો ? | How do you do? How are you? |
| કયાંથી આવો છો ? | Where do you come from ? |
| તમારૂં નામ શું છે ? | What is your name ? |
| તમારે શું જોઇએ છીએ. | What do you want ? |
| કેમ આવવું થયું ? | What has brought you here ? |
| તમે ક્યાં રહો છો ? | Where do you live ? |
| તમે શી ન્યાતે છો ? | What are you by caste ? |
| તમે કોણ છો ? | Who are you ? |
| આનંદ છે સાહેબ. | I am alright Sir. |
| હું અમદાવાદથી આવું છું. | I come from Ahmedabad. |
| મ્હારૂં નામ મણીલાલ છે. | My name is Manilal. |
| હું મેનેજરને મળવા માગું છું. | I want to see the manager. |
| હું અમદાવાદ રહું છું | I live at Ahmedabad. |
| હું ન્યાતે બ્રાહ્મણ છું. | I am a Brahmin by caste. |
| હું મણીલાલ છું. | I am Manilal. |
| તમારૂં શીરનામું શું છે ? | What your address ? |
| મ્હારૂં શીરનામું નીચે પ્રમાણે છે. | My address is as follows. |
| તમારી ઉમ્મર કેટલી ? | What is your age ? |
| મ્હારી ઉમ્મર પચીસ વર્ષની છે. | My age is twentyfive. |
| તમે કેટલી ઉમ્મરના છો ? | How old are you ? |
| હું પચીસ વર્ષનો છું. | I am twenty five years old. |
| તમારા પિતા શું ધંધો કરે છે? | What is your father ? |
| મ્હારા પિતા એક અમલદાર છે. | My father is an officer. |
| તમે શું ધંધો કરો છો ? | What are you ? |

| | |
|---|---|
| હું એક સરકારી નોકર છું | I am a Government servant. |
| ક્યા ખાતામાં. | In which department. |
| ટપાલ ખાતામાં. | In the Postal department. |
| કેટલો વખત થયો છે ? | What is the time? |
| કેટલા વાગ્યા છે ? | What O'clock is it ? |
| પાંચ વાગ્યા છે. | It is five o'clock. |
| તે ક્યા ધંધામાં છે ? | What business is he in ? |
| તે રૂના ધંધામાં છે. | He is in cotton business. |
| તમે તેને સારી રીતે ઓળખો છો ? | Do you know him well ? |
| હો. હું તેને બહુ સારી રીતે ઓળખું છું. | Oh, yes? I know him very well. |
| તે હમણાં ધંધા વગર છે ? | Is he out of work at present ? |
| તમારે કામ જોઇએ છીએ ? | Do you want work ? |
| ના મ્હારે ઘણું કામ છે. | No. I have enough of work. |
| તમે ક્યાં કામ કરો છો ? | Where do you work ? |
| હું એન્જીનીઅરની ઑફીસમાં કામ કરૂં છુ. | I work in the Engineer's office |
| તે રેલ્વે નોકરીમાં છે ? | Is he a railway servant ? |
| ના તે ખાનગી નોકરીમાં છે. | No he is in private service ? |
| તેને નોકરી જોઈએ છીએ ? | Does he want service ? |
| હું તેને પૂછીશ. | I will ask him. |
| તમે તેને ત્યાં જાઓ છો ? | Do you go to him ? |
| ના પાછા વળતાં હું ત્યાં જઈશ. | No. I shall go there on my way back |
| મ્હેરબાની કરીને તેને મળજોજ. | Please do see him. |

| | |
|---|---|
| તમેધારો છો કે તે અહીં આવશે ? | Do yon think he will come here ? |
| કદાચ આવે. | Perhaps he may come. |
| કંઇ સંભવ છે ? | Is there any possibility ? |
| કાંઇક શક્ય છે. | It is some what possible. |
| બહુ સારૂં ત્યારે તેને અહીં લાવજોજ | Very well then, do bring him here. |
| તમારી કચેરીમાં કેટલાં માણસો છે ? | How many hands are there in your office ? |
| ત્યાંતો ફક્ત બારજ માણસો છે. | There are only a dozen of men. |
| તમારે કાંઇ વધારે જોઈએ છીએ. | Do you want any more? |
| જો તેમ હશે તો હું તમને કહીશ. | I shall tell you if it is so. |
| તેની ઓફીસમાં તે ઘણાં માણસોને કામે લગાડે છે? | Does he employ many men at his office ? |
| તમારો ધંધો શો છે ? | What is your profession ? |
| તમારે તેનું શું કામ છે ? | What have you to do with it ? |
| તેનું તમારે શું કામ છે? | Why do you want him ? |
| હું ફક્ત તેને મળવાજ ચાહું છું. | I simply want to see him. |
| તમે આ સ્થળની હવા પસંદ કરો છો ? | Do you like the climate of this place ? |
| ના તે મારી તંદુરસ્તીને માફક નથી. | No; it does not agree with my health. |
| જેમ બને તેમ હું આ જગ્યા છોડવા ચાહું છું. | I want to live this place as soon as possible. |
| અહીંથી તમે ક્યાં જશો ? | Where will you go from here? |

હું દુનિઆના કોઇ બીજા ભાગમાં જઇશ. — I shall go to any other part of the world.

તમે તેની નોકરીમાં છો ? — Are you in his service ?

ના બીલકુલ નહી. — No; not in the least.

તમારે ઘેર નોકર છે ? — Have you a servant at home?

હા મ્હારે દસ નોકરો છે. — Yes. I have ten servants.

ત્યાં કેવો વરસાદ થયો. — How did it rain there ?

અહો ત્યાં ઘણો વરસાદ થયો. — Oh, it rained much there.

તમે તેને શું કહ્યું. — What did you say to him.

મે તેને કંઇ નથી કહ્યું. — I said to him nothing.

તેણે તમને શું કહ્યું ? — What did he say to you ?

તેણે કહ્યું કે તે મુંબઈ જાય છે. — He said that he was going to Bombay.

તેણે મને તેની સાથે જવાનું પૂછ્યું. — He asked me to go with him.

તેણે તમને કાંઈ કહ્યું છે ? — Has he told you anything ?

ના તેણે મને કાઇ કહ્યું નથી. — Nc; he has told me nothing.

ત્યારે તમે કેમ હસો છો ? — Why do you laugh then? What makes you laugh then ?

આજે સવારે મ્હારા નોકરે તમને બોલાવ્યા ? — Did my servant call you this morning.

તે તમને દરરોજ બોલાવે છે ? — Does he call you everyday ?

તમને તેણે શું પૂછ્યું ? — What did he ask you ?

તેણે તમારી પાસેથી શું માગ્યું ? — What did he ask of you ?

તેણે મારી પાસે પાંચ રૂપીયા માગ્યા. — He asked five rupees of me.

તેઓએ તમને શું કરવાની સલાહ આપી ? — What did they advise you to do ?

| | |
|---|---|
| તેઓએ મને કોર્ટે ચઢવાની સલાહ આપી. | They advised me to go to court. |
| તમે તેના જવાબની રાહ જુઓ છો? | Do you expect his reply ? |
| તમે આજે સાંજે હાજર હતા ? | Were you present this evening? |
| ના હું સવારે હાજર હતો. | No; I was present in the morning. |
| તમે આ તેની હાજરીમાં કર્યું. | Did you do this in his presence? |
| હા મેં તે આટલા બધા માણસોની હાજરીમાં કર્યું. | Yes; I did it in the presence of so many men. |
| તેણે કોઈની હાજરીમાં તે લખ્યું? | Did he write it in the presence of any one ? |
| હું તે જાણતો નથી. | I don't know that. |
| તેને પૂછો. | Please ask him. |
| તેનો જવાબ શું હતો? | What was his answer ! |
| તમે તેને શું જવાબ આપશો? | What will you reply to him ? |
| તમે તેને જવાબ આપશો ! | Will you reply to him ? |
| તમે શું કરવા ધારો છો ? | What do you think to do? |
| તમે તે વિષે શું ધારો છો ? | What do you think of it ? |
| તે હજુ નક્કી નથી. | It is not still certain. |
| તમને જવાબ મળ્યો છે ? | Have you had a reply ? |
| ના મને જવાબ મળ્યો નથી. | No; I have had no reply ? |
| એમ કેમ? | Why so ? Why is it so ? |
| તમે તેમને લખ્યું છે ? | Have you written to him ? |
| હા મેં તેને ક્યારનુંએ લખ્યું છે. | Oh ! yes, I have written to him ear long. |
| તમે કદી કલકત્તે ગયા છો ? | Have you ever been to Calcutta? |

| | |
|---|---|
| તમે ત્યાં કદી ગયા છો ? | Have you ever been there ? |
| અહો ! ઘણીએવાર. | Oh ? many times. Oh ? so many times. |
| હું આવતી કાલે આવું ? | May I come to morrow ? Shall I come to morrow ? |
| તમે મને થોડા પૈસા ઉછીતા આપશો ? | Will you please lend me some money ? |
| તેને કોરટમાં લાવવામાં આવશે ? | Shall he be brought to the court? |
| તમે ત્યાં કદી ગયા ? | Did you ever go there ? |
| તે તોફાની છોકરો છે ? | Is he a naughty boy ? |
| તે કાંઇ તોફાન કરે છે ? | Does he make any mischief ? |
| ના તે કાંઈ તોફાન કરતો નથી. | No; he does not make any mischief. |
| મેં તો તેને તોફાન કરતાં તો જોયો નથી. | At least I have not seen him making mischief. |
| તેણે સખ્ત મહેનત કરી હતી ? | Had he worked hard ? |
| તમે મહેનત કરી ? | Did you work hard ? |
| તે મહેનતુ છોકરો છે ? | Is he a hard working boy ? |
| સખ્ત કામ ફતેહ માટે જરૂરનું છે. | Hard work is essential to success. |
| ભાગ્યેજ કોઇ છોકરો નાપાસ થાયછે. | Hardly any boy fails. |
| આ પરીક્ષા પસાર કરવી તે ઘણું અઘરૂં છે. | It is very hard to pass this examination. |
| સખ્ત કામ કરનાર માણસો હમેશ ફતેહ મેળવે છે. | Hard working men always succeed, |

| | |
|---|---|
| કમનસીબે તેમને પોતાની જન્મ ભૂમીમાંથી કાઢયા. | A hard fate drove them from their native country. |
| તે માણસ ઘણો કઠણ-કૂર હૃદયનો છે | That man is hard-hearted. |
| બેરામજી મલબારીને એક કઠોર હૃદયનો માસ્તર હતો. | Behramji Malbari had a heard-hearted teacher. |
| કેટલાક મજબૂત માણસોને નોકરી ઉપર બોલાવવામાં આવ્યા હતા. | Some hardy youths were called on service. |
| તે ભાગ્યેજ નિશાળે આવે છે. | He hardly comes to school. |
| તમે મ્હારી રાહ જોશો ? | Will you wait for me ? |
| મ્હારી ખીજમતમાં બે નોકરો દરરોજ સાંજ સવાર રહે છે. | Two servants wait upon me every day and night. |
| આ માણસની ખીજમતમાં રહેવાને પાંચ નોકરો છે. | This man has five servants to wait upon him. |
| બહુ મહેનત કરશો નહીં. | Don't work hard. |
| તમે મોઢેથી બૂમ પાડી શકતા નથી. | Can you not shout loudly ? (aloud) |
| તેને મોટેથી બોલવા દ્યો. | Let him speak loudly. (aloud) |
| તેને મોટેથી બોલવાનું કહો. | Tell him to speak loudly.(aloud). |
| ઉંચેથી વાંચો. | Read loudly. |
| હું ઉંચેથી વાંચું ? | May I read aloud? (loudly)? |
| તે ઉંચેથી વાંચશે ? | Will he read aloud ? (loudly). |
| તમે કેમ મોડા આવ્યા ? | Why did you come late ? |
| તે દરરોજ મોડો આવે છે. | He always comes late. |
| હું મોડો નહીં આવું. | I will not come late. |
| તે દરરોજ મોડો આવનારો છે ? | Is he a regular late comer ? |
| તમે મોડા આવ્યા. | You came late. |

| | |
|---|---|
| તે કેમ મોડો આવ્યો ? | Why did he come late ? |
| હું મોડો આવત. | I would have come late. |
| તમે મોડા છો ? | Are you late ? |
| હું મોડો છું ? | Am I late ? |
| મોડું થયું છે ? | Is it late ? |
| તમને મારૂં ઘર જડયું ? | Did you find my house ? |
| ના તે મને તરત તો ન જડયું. | No; I could not find it so soon. |
| મ્હારે પોલીસને પૂછવું પડ્યું હતું. | I had to ask the police. |
| અરે, તમે એટલી બધી તસ્દી શા માટે લીધી ? | Oh ? Why did you trouble yourself so much ? |
| જો તમે મને લખ્યું હત તો હું સ્ટેશને આવત. | Had you written to me, I would have come to the station |
| અથવા હું કોઇ માણસને મોકલી શકત. | Or I cculd have sent some man. |
| તમને એટલી બધી તસ્દી પડી તે માટે હું દિલગીર છું. | I am sorry, you were put to so much trouble. |
| હશે થયું તે થયું. | Well done is done. |
| તેણે મ્હારા આવવા વિષે તમને કહ્યું ? | Did he speak to you about my coming ? |
| હું તમો આવ્યા છો તેમ તમારા કાકાને કહીશ. | I sha'l speak to your uncle that you have come. |
| બહુ સારૂં જાઓ ત્યારે. | Very well, go then. |
| તે તમારી સાથે આવ્યો ? | Did he come with you ? |
| તેણે તમને તે વિષે કાંઈ કહ્યું ? | Did he tell you anything about it ? |
| ના તેણે મને કંઇ નથી કહ્યું. | No: he has told me nothing. |

| | |
|---|---|
| તેણે તો મને ફક્ત એટલુંજ કહ્યું કે તમે આ ગાડીમાં આવવાના છો. | He simply told me that you were to come by this train. |
| તુરત જાઓ અને જલ્દી આવો. | Go soon and come quickly. |
| તે ઝપાટાબંધ લખનારો છે. | He is a fast writer. |
| જલ્દી કરો. | Be quick. |
| ઉતાવળ કરો. | Make haste. |
| બહુ આકળા થાઓ નહીં. | Don't be in a hurry. |
| તે બાબત આકળા થવાની જરૂર નથી. | There is no hurry about it. |
| ઉતાવળથી તે બાબત જોઇ જાઓ. | Hurry up the matter. |
| ઉતાવળ કેમ કરતા નથી.? | Why do you not make haste ? |
| અમે બહુ આનંદ કર્યો. | We enjoyed ourselves very much. |
| ધરાઇને જમજો. | Enjoy the dish heartily. |
| તે ક્યાં જન્મ્યો હતો ? | Where was he born ? |
| અકબર અમરકોટમાં જન્મ્યો હતો. | Akbar was born at Amarkot. |
| તે જન્મ કવિ છે. | He is a born poet. |
| કવિઓ જન્મે છે બનાવાતા નથી. | Poets are born not made. |
| શિક્ષકો કવિઓની માફક જન્મેલા હોય છે બનાવાતા નથી. | Teachers like poets are born, not made |
| તે ઉમદા કુટુમ્બમાં જન્મ્યો છે. | He is born of a noble family. |
| તે કુળવાન માબાપનું ફરજંદ છે. | He is born of noble parents. |
| તે એક ખ્યાતવાન કુટુમ્બમાંથી ઉતરી આવે છે. | He comes from an illustrious family. |
| તેઓને તહેવાર પાળવા દો. | Let them enjoy the holiday. |
| તમારૂં વતન કયું છે ? | Which is your native place ? |
| તમે ક્યાંના છો ? | What place do you belong to ? |

| | |
|---|---|
| તમારી જન્મભૂમી કઇ છે ? | What is your birth place ? |
| આ તમારી જન્મભૂમી છે ? | Is this your native place ? |
| તમે અહીંના છો ? | Do you belong to this place ? |
| તમે અહીં કદી આવેલા છો ? | Have you ever been here ? |
| તે અહીં કદી આવ્યો છે ? | Has he ever been here ? |
| હું અહીં શુક્રવારથી આવ્યો છું. | I have come here since Friday. |
| હું આ દાખલો કરી શકીશ નહીં કારણ કે હું તે જાણતો નથી. | I can not do this sum since I do not know it. |
| તમે એમ કહો છો તે અઘરો છે. | Do you say it is hard ? |
| તે બિલકુલ સહેલો છે. | It is as easy as anything. |
| તમે ચાલતા આવ્યા ? | Did you come walking ? |
| હું આ કે તે કાંઇ ઓળખી શકતો નથી. | I cannot recognize, whether this or that. |
| મગન કે મોહન જશે. | Either Magan or Mohan shall go. |
| તમારામાનો એકાદ જઇ શકશે. | Either of you can go. |
| પ્રાણલાલ આવ્યો છે કે કેમ તે હું જાણતો નથી. | I do not know whether Pranlal has come or not. |

---

## કેટલાંક બંધ બેસતા શબ્દયોગી.

### Appropriate Prepositions ( ઍપ્રોપ્રીએટ પ્રેપોઝીશન્સ.)

કેટલાક શબ્દની સાથે અમુકજ શબ્દયોગી Prepositions લાગે છે. અને તેમાં જો ભુલથી બીજો પ્રેપોઝીશન મુકી દેવામાં આવે તો કેટલીક વખત અર્થનો અનર્થ થવા સંભવ છે માટે નીચે ' થોડાક શબ્દયોગીઓ ' વાક્યમાં વાપરી બતાવ્યા છે તે પ્રમાણે વાપરવા. હમેશાં વાચચીતમાં શબ્દ-

યોગીની યોગ્ય જગ્યા કયાં છે તે અનુભવ ઉપરથી સમજાય છે. આમાં જે શબ્દની સાથે Preposition આવ્યો છે તે શબ્દ તથા Preposition બન્ને 'ઇટલીક' અક્ષરોમાં મુકયા છે.

| | |
|---|---|
| હું કેરીઓનો ઘણો શોખીન છું. | I am very *fond of* mangoes. |
| મારા શિક્ષક મ્હારા તરફ ઘણા માયાળુ છે. | My teacher is very *kind to* me. |
| મુંબઈ કરતાં હું કરાંચી વધારે પસંદ કરૂં છું. | I *prefer* Karachi *to* Bombay. |
| તમારી સંભાળ કોણ લે છે ? | Who takes *care of* you ? |
| તમારી મા તમારાપર ગુસ્સે થશે. | Your mother will be *angry with* you. |
| પચાસ માણસો કોલેરાથી મરણ પામ્યા. | Fifty men *died of* cholera. |
| તે પોતાના ભણતર માટે ઘણો મગરૂર છે. | He is very *proud of* his learning. |
| કોઈની સાથે લડશો નહીં. | Don't *quarrel with* anybody. |
| તમારા માસ્તર તમારાથી સંતુષ્ટ છે? | Is your teacher satisfied *with* you ? |
| હું આ ઘરથી કંટાળી ગયો છું. | I am *tired of* this house. |
| તે આ જીંદગીથી કંટાળી ગયો છે. | He is *disgusted with* tnis life. |
| ઉતારૂઓને ભયની સૂચના આપી હતી. | The passengers were *warned of* the danger. |
| આપણે ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ. | We must pray to God. |
| હું તે બીનાથી બીનવાકેફગાર હતો. | I was *ignorant of* that fact. |
| તમારી ફતેહ માટે અતીશય ચિંતાતુર થાઓ નહીં. | Do not be too *anxious about* your success. |

| | |
|---|---|
| ગુન્હેગાર ઉપર ખૂનનું તહોમત હતું. | The culprit was *charged with* murder. |
| આ માણસનાં અજ્ઞાન માટે મને દયા ઉપજે છે. | I *pity for* the ignorance of this man. |
| ગરીબ માણસો ઉપર દયા રાખો. | Have *mercy on* the poor. |
| આ માટે હું દિલગીર છું. | I am *sorry for* this. |
| તેની વર્તણુકથી હું અજબ થઈ ગયો. | I *wondered at* his conduct. |
| મને કશાની બીક લાગતી નથી. | I amnot *afraid of* anything. |
| તે ભયંકર ભડાકાથી બધા બી ગયા. | All were *alarmed at* that terrible report. |
| તમને તેના ઇતિહાસની માહીતી છે? | Are you *aware of* his history ? |
| કોલમ્બસ ગરીબ માબાપનો છોકરો હતો. | Columbus was *born of* poor parents. |
| તમે શું કરતા હતા ? | What were you *busy with* ? |
| તે દેખાવ જોઈ મને ઘણો આનંદ થયો. | I was greatly *delighted with* the scene. |
| તેની પાસેથી ચોપડીઓ પડાવી લેવામાં આવી હતી. | He was *deprived of* his books. |
| તેનો સ્વભાવ તમારા સ્વભાવથી જુદો છે. | His nature is *different from* your nature. |
| તે મારાથી નાખુશ થયો. | He became *displeased with* me |
| આ નોકર શેઠનો ઘણો નીમકહલાલ છે. | This servant is very *faithful to* his master. |
| હું કસરત કરીને થાકી ગયો છું. | I am *fatigued with* exercise. |
| મહેરબાની કરીને મને મારા પરિણામના ખબર આપશો ? | Will you please *inform* me *of* my result ? |

| | |
|---|---|
| હું તે બાબતથી તદ્દન નિર્દોષ છું. | I am totally *innocent of* the matter. |
| હું બ્હારકોટમાં વિલસન કૉલેજ સામે રહું છું. | I live in fort, *opposite to* the Willson College. |
| પ્રમાણ પત્રો સહીત નીચે સહી કરનારને અરજી કરો. | *Apply with* certificates *to* the undersigned. |
| આ બાબતો વિષે વાત કરો નહીં. | Do not *talk of* such things. |
| તસ્દીને માટે માફ કરો. | Please *excuse for* the trouble. |
| મારું ખીસું પરચુરણથી ભરેલું છે. | My pocket is *full of* change. |
| તમે તેને ઉજાણીમાં નોતર્યો છે ? | Have you *invited* him *to* the feast ? |
| પ્રોફેસર રામમૂર્તિને સોનાનો ચાંદ મળ્યો હતો. | Professor Rama Murti was presented *with* a gold medal. |
| પહેલો આવશે તેને ઇનામ મળશે. | He who shall stand first shall be *rewarded with* a prize. |
| તેણે આ કામમાં બહુ મહેનત લીધી છે. | He has taken great *pains over* this work. |
| લડાઈના ફાળામાં તમે કેટલું ભર્યું છે ? | How much have you *subscribed to* the War Fund ? |
| હું રમનારાઓ વચ્ચે પત્તા વહેંચું છું. | I distribute the *cards among* the players. |
| હું તમારી સાથે પૂર્ણ રીતે દિલસોજી ધરાવું છું. | I perfectly sympathise with you. |
| તેની સાથે કોઈ નોકર હતો ? | Was he *accompanied by* any servant ? |
| મ્હને સંગીત માટે ઘણો શોખ છે. | I have great *taste for* music. |

| | |
|---|---|
| તે કહે છે તે સાથે હું સંપુર્ણપણે મળતો છું. | I quite *agree with* what he says. |
| તમે જાઓ ત્યારે મને બોલાવશો ? | Will you please *call* me when you go ? |
| હું તમને તમારે ઘેર મળીશ. | I shall *call upon* you at your place. |
| તે તમારા માટે ફરીયાદ કરતો હતો. | He was complaining against you. |
| અમે ચોખા વેચીએ છીએ. | We *deal in* rice |
| તેની સાથે કામ પાડવામાં સંભાળજો. | Take care in *dealing with* him. |
| મ્હને વેપારમાં પૂર્ણ અનુભવ છે. | I have had full experience in trade. |
| તમને મળવાથી હું ઘણો ખુશી થયો | I felt *glad at* seeing you. |
| પોલીસે તે બાબત તપાસ ચલાવી. | The police *inquired into* the matter. |
| હું તેને પૂછું ? | Shall I *inquire of* him ? |
| મને આના વેચાણમાં કાંઈ લાભ નથી. | I have no *interest in* the sale of this. |
| તમે ભોજનમાં અમારી સાથે આવશો ? | Will you *join* us *at* dinner party ? |
| આ છોકરો હું કહું છું તે તરફ ધ્યાન આપતો નથી. | This boy does not *listen to* what I say. |
| હું મ્હારા કામમાં ગાફલ નથી. | I am not *negligent in* my work. |
| તમારૂં કોણ પુરૂં કરે છે ? | Who *provides for* you ? |
| મ્હને તેમને માટે ઘણું માન છે. | I have great *respect for* him. |

| | |
|---|---|
| આ કામ માટે કોણ જવાબદાર છે ? | Who is *responsible for* this work ? |
| અમને તમામ પુરૂં પાડવામાં આવ્યુંછે. | We are *supplied with* all. |
| તે જુઠું બોલતાં કદી શરમાતો નથી. | He is never *ashamed of* telling lies. |
| આ નિબંધ તરફ ધ્યાન પૂર્વક જુઓ. | Please attend to this essay. |
| તમારી ચોપડી બહાર જુઓ નહીં. | Do not look *out of* your book. |
| તેઓ બગીચામાં આવ્યા. | They came *into* the garden. |
| આપણે ઘરમાં બેસીશું ? | Shall we *sit in* the house ? |
| શાહેનશાહ હિંદુસ્તાનમાં આવશે. | The Emperor will come in India. |
| અમે બે દિવસ પછી કલકત્તે આવી પહોંચીશું. | We shall *arrive at* Calcutta after two days. |
| આ ગાડી તરફ જુઓ. | Look *at* this car. |
| તમારાં-કામકાજ કોણ કરે છે ? | Who *looks after* your affairs ? |
| હું તમારા કાગળનો જવાબ આપી શક્યો નહીં. | I could not reply *to* your letter. |
| તમારા માબાપ તરફ આજ્ઞાંકિત થાઓ. | Be obedient to your parents. |

નીચેના શબ્દો જુદાજુદા શબ્દો સાથે લાગવાથી જુદાજુદા અર્થો બને છે તે ધ્યાન પૂર્વક જોવું. તથા તે શબ્દો ગોખીને યાદ રાખી તેમના તેમજ વાપરવા.

**1. At:—**

**At last** આખરે He came *at last* આખરે તે આવ્યો.

**At length** આખરે *At length* he agreed આખરે તે કબુલ થયો.

**At large** છુટથી The prisoner *at large* છુટો થએલો હતો.

**At sixes & sevens** અનિયમિતપણે Every thing is *at sixes and sevens*દરેક વસ્તુ અવ્યવસ્થીતપણે છે.

**At any rate** ગમે તે પ્રકારે At any rate I must go ગમે તે પ્રકારે મારે જવું જોઈએ.

**At random** ગમેતેમ He is talking *at random* તે ગમેતેમ બોલે છે.

**At once** તુરતજ He replied *at once* to my letter તેણે તુરતજ મારા કાગળનો જવાબ આપ્યો.

**At issue** મુદ્દાનો Let us settle the point *at issue* મુદ્દાની વાત પતાવો.

**At variance** અણબનાવ હોવો We are *at variance* અમારે અણબનાવછે.

**2 Break:—**

**Break up** તોડી પાડવું, વિસર્જન કરવું The chairman *broke up* the meeting પ્રમુખે સભા બરખાસ્ત કરી.

**Break into** જોરજુલમથી તોડીને દાખલ થવું. Robbers *broke into* the house લુંટારા ઘર ફાડીને અંદર પેઠા.

**Break out** ફાટી નીકળવું Cholera has *broken out* here અહીં કોલેરા ફાટી નીકળ્યો છે.

**Break of day** પહો ફાટતાં, પરોઢ We started *at the break of* day. અમે વ્હાણું વાતાં નીકળ્યા.

**3 Bring:—**

**Bring about** કરવું Who brought about this quarrel? આ કજીઓ કોણે ઉભો કર્યો?

**Bring back** પાછા બોલાવવું Bring him back તેને પાછો લાવો.

**Bring to light** ઉઘાડું કરવું The police will bring the matter to light પોલીસ તે બાબતને અજવાળામાં લાવશે.

**Bring up** ઉછેરવું I have been *brought up* by him મને તેણે ઉછેર્યો છે.

4 Call:—

Call at મળવા આવવું I shall *call at* your place હું તમારે ત્યાં મુલાકાતે આવીશ.

Call for માગવું માગણી હોવી There is no *call for* rice now હવે ચોખાની માગણી નથી.

Call on મુલાકાત લેવી I *called on* him yesterday ગઈ કાલે હુ તેને મળ્યો.

Call to mind યાદ લાવવું *Call to* mind what I told you મેં તમને કહ્યું તે યાદ કરો.

Call out ઉંચેથી બોલાવવું I *called* out to you thrice મેં તમને ત્રણ વખત બૂમ મારી બોલાવ્યા.

5 Come:—

Come about બનવું How it came about ? તે શી રીતે બન્યું ?

Come by મેળવવું How did you *come by* so many rupees ? તમને આટલા બધા રૂપીયા શી રીતે મળ્યા ?

Come of માંથી ઉતરી આવવું He *comes of* a noble family તે ઉમદા કુટુમ્બના છે.

Come on આવી પહોંચવું *Come on* I take you with me આવી પહોંચો હું તમને મારી સાથે લઈ જાઉં.

Come out બ્હાર આવવું The matter has *come out* at last આખરે વાત બ્હાર આવી છે.

6 Cut:—

Cut down ઓછું કરવું His pay is *cut down* તેનો પગાર કમી કર્યોછે.

Cut off મરવું He is *cut off* in the prime of life તે જીવનની પુર બ્હારમાં મરી ગયો છે.

Cut out વેતરવું Cut out my coat મ્હારો કોટ વેતરો.

Cut a figure નિવડવું He cut a good figure તે સારો નિવડયો.
Cut short ટુંકામાં પતાવવું Please cut short your story તમારી વાત ટુંકામાં પતાવો.

7 Do:—
Do away with ઠેકાણે કરવું કાઢી નાંખવું Do *away with* this custom આ રીવાજ કાઢી નાંખો.
Do with વાપરવું What am I to do with this money? આ પૈસાનું શું કરૂં?
Do without ના વગર ચલાવવું We should learn to do without luxuries આપણે મોજ શોખ વિના ચલાવતાં શીખવું જોઈએ.

8 Fall:—
Fall in with મળતા આવવું I *fall in with* your suggestion તમારી સલાહને હું મળતો છું.
Fall on તૂટી પડવું They fell on him તેઓ તેનાપર તૂટી પડયા.

9 Get:—
Get at ની પાસે પહોંચવું I could not *get at him* on account of crowd ગરદીને લીધે હું તેની પાસે પહોંચી શકયો નહીં.
Get off ના ઉપરથી ઉતરવું He got off the horse તે ઘોડા ઉપરથી ઉતરી પડયો.
Get over માંથી પસાર થવું He *got over* difficulties તે મુશ્કેલીઓમાંથી પસાર થઇ ગયો.
Get away ખસી જવું Let me get away મને ખસી જવા દ્યો
Get on આગળ જવું How do you get on? તમે કેવા આગળ વધો છો?
Get out ચાલ્યા જવું *Get out* of the way રસ્તામાંથી ચાલ્યા જાઓ.
Get up ઉંઘમાંથી ઉઠવું *Get up*, the sun has risen ઉઠો સૂર્ય ઉગ્યો છે.

Get down નીચા ઉતરવું *Get down* from the train ગાડી ઉપરથી નીચે ઉતરો.

Get in અંદર આવવું Let him *get in* તેને અંદર આવવા દ્યો.

Get rid of માંથી મુક્ત થવું *Get rid of* that mad man તે ગાંડા માણસમાંથી છુટો.

10 Give:—

Give ear to સાંભળવું કાન દેવા. He does not *give ear to* my advice તે મારી શીખામણ કાને ધરતો નથી.

Give rise to ઉભું કરવું *What has given* rise to this quarrel? આ કજીયો શાથી ઉભો થયો?

Give over છોડી દેવું Give over this attempt આ પ્રયાસ છોડી દ્યો.

Give up છોડી દેવું Have you *given up* your study તમે તમારો અભ્યાસ છોડી દીધો છે?

11 Go:—

Go astray આડા ચાલવું He is not a man to go astray તે આડે માર્ગે જાય તેવો માણસ નથી.

Go out ઓલાઇ જવું The light went out દિવો ઓલાઇ ગયો.

12 Keep:—

Keep back છુપું રાખવું I *will not keep it back* from you હું તે તમારાથી છુપું નહીં રાખું.

Keep down દબાવી રાખવું *Keep down* your temper તમારા સ્વભાવને દબાવો.

Keep on ચાલુ રાખવું Keep on trying પ્રયત્ન ચાલુ રાખો.

Keep to વળગી રહેવું Why don't you keep to your promise? તમારાં વચનને તમે કેમ વળગી નથી રહેતા?

Keep up નિભાવવું *Keep up* friendship with him તેની સાથે દોસ્તી નિભાવી રાખજે.

13 Lay:—

Lay bare ખોલી બતાવવું I laid bare my heart to you મેં તમને મારૂં દિલ ખોલી બતાવ્યું.

Lay by બચાવવું I *cannot lay by* a single pie હું એક પાઇ સરખી પણ બચાવી શકતો નથી.

Lay in ભરી રાખવું *Lay in* provision for winter શીયાળાને માટે ખોરાક ભરી રાખો.

Lay out ખરચ્યા He *laid out* one thousand rupees in his marriage તેનાં લગ્નમાં તેણે એક હજાર રૂપીયા ખર્ચ્યા.

Lay before નિવેદન કર્યો He *laid* his sad case *before* the judge ન્યાયાધીશ પાસે તેણે પોતાનો દિલગીરી યુક્ત મુકરદમો નિવેદન કર્યો.

Lay open ખુલ્લું કરવું Lay open the design of the enemy દુશ્મનોની યુકિતઓ ખુલ્લી કરો.

Lay waste ઉજડ કરવું He *laid waste* the enemy's country દુશ્મનનો મુલક તેણે ઉજડ કર્યો.

14 Let:—

Let alone એકલા રહેવા દેવું Let him alone તેને એકલો રહેવા દો.

Let loose છુટું મુકવું He let his dog loose તેણે તેનો કુતરો છુટો મૂકયો.

Let out ભાડે આપવું This house is to be *let out* આ ઘર ભાડે આપવાનું છે.

15 Look:—

Look after સંભાળ રાખવી Please *look after* my children મ્હેરબાની કરી મ્હારાં છોકરાંની સંભાળ લેજો.

Look for રાહ જોવી I shall *look for* a reply by the return mail વળતી ટપાલે હું તમારા જવાબની રાહ જોઇશ.

Look into તપાસવું I intend to *look into* that matter soon તે બાબતમાં જલ્દી તપાસ ચલાવવા હું ધારૂં છું.

Look upon માનવું I *look upon* him as my benefactor હું તેમના ઉપર મ્હારા શુભેચ્છક તરીકે જોઉં છું. ( માનું છું ).

Look over સારી પેઠે જોવું I *shall look over* your case હું તમારી બાબત સારી પેઠે તપાસીશ.

16 Make:—

Make as if ઢોંગ કરવા He *made as if* he was going away જાણે કે તે જતો હોય તેવો ઢોંગ કર્યો.

Make bold હીમત ચલાવવી I made bold to speak to him on the subject તે બાબત વિષે તેમને કહેવાની મેં હિમત કરી.

Make for ના તરફ જવું The boat *made for* the shore હોડી કિનારા તરફ ચાલી.

Make of સમજવું I cannot *make any thing of* it હું તેમાનું કાંઇ સમજી શકતો નથી.

Make merry આનંદ કરવો His friend made merry at his expense તેને ખરચે તેના મિત્રોએ આનંદ કર્યો.

Make good ભરી આપવું Make good his loss તેનું નુકશાન ભરી આપો.

17 Play:—

Play one false દગો દેવો He played me false તેણે મને દગો દીધો.

Play the fool મૂર્ખની માફક વર્તવું. He played the fool તે મૂર્ખની માફક વર્ત્યો.

Play on વગાડવું Can you *play on* a pipe તમે બંસી બજાવી શકોછો?

18 Put:—

Put down સમાવવું The quarrel was *put down* by the police પોલીસે કજીયો સમાવ્યો.

Put off મુલતવી રાખવું Don't *put off* a thing till to morrow
આવતી કાલ ઉપર કોઇ બાબત મુલતવી રાખો નહીં.

Put on પહેરવું Put on your coat તમારો ડગલો પહેરો.

Put out ઓલવી નાંખવું May I *put out* the fire? દેવતા ઓલવીનાંખું?

Put to sward મારી નાંખવું The enemy was put to sward
દુષ્મનને મારી નાંખવામાં આવ્યો હતો.

Put up ઉતરવું Where have you put up? તમે ક્યાં ઉતર્યા છો?

Put forth બતાવો Put forth all your strength તમારૂં બધું બળ
બતાવો.

Put to death મારી નાંખવું He was put to death તેને મારી નાંખ-
વામાં આવ્યો હતો

19 Run:—

Run down ઉતારી પાડવું Don't try to run him down તેને ઉતારી
પાડવાનો પ્રયત્ન કરો નહીં.

20 Set:—

Set about આરંભવું He *set about* his task with all his heart
તેણે પૂર્ણ મનથી પોતાનું કામ શરૂ કર્યું.

Set in શરૂ થવું The rains have *set in* ચોમાસું શરૂ થયું છે.

Set off નીકળવું We set off for America અમે અમેરિકા જવા નિકળ્યા

Set out નીકળવું Set out on a journey મુસાફરીએ નિકળો.

Set free છુટું કરવું The prisoner was set free કેદીને મુક્ત કરવામાં
આવ્યો હતો.

21 Take:—

Take heart હીમત રાખવી Tell him to *take heart* તેને હિમત
રાખવાનું કહો.

Take it ill માઠું લગાડવું Do not *take it ill* I tell for your good માઠું લગાડશો નહીં હું તમારા ભલાને માટે કહું છું.

Take place બનવું થવું The battle took place here અહીંઆં લડાઇ થઈ.

Take to task પાંસરૂં કરવું સજા કરવી He who steals shall be *taken to task* જે કોઇ ચોરી કરશે તેને સજા થશે.

Take to wife પરણવું Have you taken to wife? તમે પરણ્યા છો?

Take arms લડાઇ શરૂ કરવી The enemy took arms શત્રુઓએ લડાઈ શરૂ કરી.

Take care of સંભાળ રાખવી Who takes care of you? તમારી કોણ સંભાળ લે છે?

Take for ધારવું ને બદલે માનવું I *took him for* my brother મેં તેને મારો ભાઇ માન્યો.

Take in hand હાથપર ધરવું *Take the work* in hand and do it soon કામ હાથપરધરો અને તે તુરતજ કરો.

22 Tell:—

Tell on અસર કરવી Hard study tells on the health સખ્ત અભ્યાસ તંદુરસ્તીને અસર કરે છે.

23 Turn:—

Turn a deaf ear to આંખ આડા કાન કરવા He *turns a deaf edr* to what I tell him હું તેને જે કહું છું તે સાંભળવાને તે આંખ આડા કાન કરે છે.

Turn out કાઢી મૂકવું Turn him out of the class તેને વર્ગમાંથી કાઢી મૂકો.

## ડીરેકટ ઇન્ડીરેકટ.

કોઇ પણ માણસના બોલેલા શબ્દોમાં જ તેની તે વાત બીજા માણસને કહીએ ત્યારે આપણે ' ડીરેકટ ' વાતચીત કરી કહેવાય. ડીરેકટ્-Direct એટલે સીધી રીતે આમાં કોઇ પણ જાતનો ફેરફાર કરી શકાય નહીં જેમકે:—
રામે કહ્યું ' હું આવું છું " Rama said " I am coming. "
રામે કહ્યું ' તે માણસ મરી ગયો છે. Rama said "the man is dead."
રામે કહ્યું " હું ખોટો છું " Rama said " I am wrong "

પરન્તુ કોઇ બીજા માણસના બોલેલા શબ્દોને આપણે આપણા શબ્દોમાં કહી બતાવીએ ત્યારે આપણે Indirect ( ઇન્ડીરેકટ્ ) આડી રીતે કહી બતાવીએ છીએ. આવે વખતે બોલેલા શબ્દો પહેલાં that ( ઉભયાન્વયી અવ્યય) ' કે ' મુકાય છે. જેમકે:—

રામ કહે છે કે તે ખોટો છે Rama says that he is wrong ઉપરનાં વાકયમાં જોશો તો જણાશે કે રામે બોલેલા શબ્દો નથી અને આપણે આપણા શબ્દોમાં રામે બોલેલા શબ્દોની મતલબ કહી છે. આજ કારણથી બોલેલા શબ્દોની પહેલાં અને છેલ્લે " " અવતરણ ચીન્હો Indirect રચનામાં કાઢી નખાય છે. આ બાબત નીચેનાં વિસ્તારવાળાં વાકયોથી વિશેષ સ્પષ્ટ થશે.

પરન્તુ તેમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો પડે છે.

૧. ડીરેકટ જો વર્તમાન કાળમાં હોય તો ઇન્ડીરેકટ ભૂતકાળમાં મુકાય છે.
૨. ડીરેકટમાં જો this હોય તો ઇન્ડીરેકટમાં that આવે છે.
૩. ડીરેકટમાં જો will હોય તો ઇન્ડીરેકટમાં would આવે છે.
૪. ડીરેકટમાં જો can હોય તો ઇન્ડીરેકટમાં could આવે છે.
૫. ડીરેકટમાં જો may હોય તો ઇન્ડીરેકટમાં might આવે છે.
૬. ડીરેકટમાં જો now હોય તો ઇન્ડીરેકટમાં then આવે છે.

**ડીરેકટ્ Rama said " I do not know this man."**
**ઇન્ડીરેકટ્ Rama said that he did not know that man.**

ડીરેક્ટ્ Rama said " There is no need to go just now."
ઇન્ડીરેક્ટ્ Rama said that there was no need to go just then.

પરન્તુ જો કોઇ હમેશાનું સત્ય બતાવવાને વાત થતી હોય તો વર્તમાન-કાળનો ભૂતકાળ થતો નથી. જેમકે:--

ડીરેક્ટ્ My master says " The earth *is* round. "
ઇન્ડીરેક્ટ્:-My master said that the earth *is* round.

સવાલવાળાં વાક્યો કહેવામાં પૂછવા માટે વપરાતો કોઇ શબ્દો મુકવો જોઇએ. જેમકે:—

Direct:-Govind *said to* me " Are these mangoes ripe ? "
Indirect:-Govind *asked* me whether those mangoes were ripe.
Direct:-Mohan said to me " Why do you not come to school ?"
Indirect:-Mohan asked me why I did not go to school.
Direct:-My friend said to him " How do you do ? "
Indirect:-My friend asked him how he did.
Direct:-I said to the man " Where are you going ? "
Indirect:-I asked the man where he was going.

પરન્તુ હુકમ કે આજ્ઞા માગવામાં નીચે પ્રમાણે વાક્ય રચના થાય છે.

Direct:-The teacher said to him " Do not talk nonsense."
Indirect:-The teacher ordered him not to talk nonsense.
Direct:-Rama said to me " Lend me your pencil please."
Indirect:-Rama requested me kindly to lend him my pencil.
Direct:-Rama said " Good bye my friends."
Indirect:-Rama bade good bye to his friends.
Direct:-He said to him "you may go."

Indirect:-He said to him that he might go.
Direct:-You told me " you will be rewarded."
Indirect;-You told me that I should be rewarded.
Direct:-He told me " I am sure you will pass. "
Indirect:-He told me that he was sure he should pass.
Direct:-He said to me " take *this* book. "
Indirect:-He told me to take *that* book.
Direct:-He said to me "*come* to my house."
Indirect:-He told me to go to his house
Direct:-He said to me " come here "
Indirect:-He told me to go there.
Direct:-He told me last Friday " I have no time to speak to you to day. "
Indirect:-He told me last Friday that he had no time to speak to me that day.
Direct:-He told me last Friday "I will reply to your letter to morrow."
Indirect:-He told me last Friday that he would reply to my letter the next day.
Direct:-He said to me " may you be happy. "
Indirect:-He wished that I might be happy.
Direct:-The beggar said to me " may God bless you."
Indirect:-The begger prayed that God might bless you.
Direct:-He said " Let him abuse me if he likes. "
Indirect:-He said that he might abuse him if he liked.
Direct:-He said to me " How lucky you are ?"

Indirect:-He exclaimed that I was very lucky.
Direct:-He said " Alas, I am undone ?"
Indirect:-He cried out that he was undone.

## Direct Indireci continued.

નીચેનાં દ્રષ્ટાંતોથી 'ડિરેક્ટ' 'ઇન્ડીરેક્ટ' વાક્ય રચના વિશેષ સ્પષ્ટ પણે જણાશે:—

Direct:-Mohan said " Magan is mad."
Indirect:-Mohan said that Magan is mad.
Direct:-Gopal says "I am mistaken."
Indirect:-Gopal says that he was mistaken.
Direct:-I say " I have made a mistake. "
Indirect:-I say that I have made a mistake.
Direct:-My sister says " I was gone."
Indircot:-My sister says that she had gone.
Direct:-My father said " I do not know this fellow."
Indirect:-My father said that he did not know that fellow.
Direct:-The teacher said 'There is no need to go just now.'
Indirect:-The teacher said that there was no need to go just then.
Direct:-Manhar said " I cannot get through the examination."
Indirect:-Manhar said that he could not get through the examination.
Direct:-Rama said to the teacher " Is there holiday to morrow?"

Indirect:-Rama asked the teacher whether there was holiday the next day.

Direct:-My father asked me "why do you not go to school?"

Indirect:-My father asked me why I did not go to school?

Direct:-The stranger said to me "How do you do"?

Indirect:-The stranger asked me how I did.

Direct:-I said to the man "Where are you going?"

Indirect:-I enqnired of the man where he was going.

Direct:-The teacher said to the boy "Do not come late."

Indirect:-The teacher commanded the boy not to come late.

Direct:-Motichand said to me "kindly lend me a hundred rupees."

Indirect:-Motichand requested me kindly to lend hima hundred rupees.

Direct:-You say "I shall be rewarded."

Indirect-You say that you should be rewarded.

Direct:-You say "I will help him."

Indirect:-You say that you would help him.

ઉપર થોડાક દાખલા આપ્યા છે. તોપણ તે પ્રયોગની સાચી અને વધારે ઉંડી સમજણ જેમ જેમ તેવાં દ્રષ્ટાંતો વાંચનમાં ધ્યાનપૂર્વક વાંચશો તેમ તેમ પડતી જશે.

# પત્ર લેખન.

## Letter writing ( લેટર્ રાઈટીંગ્ )

પત્ર લેખન ચાલુ જમાનાનો અતિ અગત્યનો વિષય થઇ પડયો છે. પોષ્ટ ખાતાની સગવડને લીધે દુનિઆના કોઈ પણ ભાગમાં જાણીતા કે અજાણ્યા કોઈ પણ માણસની સાથે આપણે પત્ર વ્યવ્હાર ચલાવીને સંબંધ સાંધી શકીએ છીએ. તો પણ એટલું તો ખાસ યાદ રાખવું જોઇએ કે પત્ર લેખન એક જાતની ઉપયોગી કળા છે. ગમે તે રીતે પત્ર લખી શકાય નહીં. પત્ર લેખનમાં સામાન્ય નિયમો આ નીચે આપવામાં આવ્યા છે પરંતુ તે ઉપરાંત મુખ્ય નિયમો તો એ છે કે:—

૧. પત્ર નિયમસર હોવો જોઈએ.

૨. જે મનુષ્યને પત્ર લખવો હોય તેના દરજ્જાને ઘટતા શબ્દો મુકીને તથા આપણો અને તેની વચ્ચેનો સંબંધ વિચારીને યોગ્ય લખાણ કરવું.

૩. પત્રનું લખાણ સ્પષ્ટ અને વાંચતાં કે સમજતાં કંટાળો ન આપે તેવું હોવું જોઇએ.

૪. પત્ર એક જાતની વેઠ નહીં પરન્તુ આપણા વિચારો પરદેશમાં બેઠેલા મનુષ્યના મગજમાં ઉતારનાર એક બોલતો કાગળ છે; તેમ સમજીને કોઈ પ્રકારે ઉતાવળા થવું નહીં કે ધાંધલ કરવી નહીં.

૫. પત્રમાં ડાઘાડુઘી કે ચેરભુંસથી શાન્ત મગજનો મનુષ્ય પણ ચીડાઈ જાય છે અને તેથી તેવો કાગળ લખનાર સામા માણસના મનપર પોતાના વિચારની પુરેપુરી છાપ પાડી શકતો નથી. માટે પત્ર ઘણી સફાઈથી લખએલો હોવો જોઇએ.

૬. પત્ર લખ્યા પછી એક બે વખત જરૂર વાંચી જવો અને તારીખ વાર વિગેરે બરોબર છે કે કેમ, તે જોયા પછીજ પરબીડીયાંમાં (કવરમાં) બીડવો

૭. શિરનામું અને ટીકીટ બરોબર તપાસી જવાં.

૮. જરૂરી કે જોખમી પત્ર ટપાલમાં નાંખવાનું કામ હાલતુ માણસ માર- ફત કરાવવું નહીં કારણકે તેમ કરવાથી ઘણીવાર મોટું જોખમ લાગે છે. ત્રાહીત માણસને આપણા પોતાના માણસ જેટલી દરકાર હોતી નથી અને તેથી ઘણીવાર તેવા માણસના ખીસ્સામાં દિવસોના દિ- વસો સુધી આપણો ઉપયોગી પત્ર પડયો રહે છે. માટે અગત્યના પત્રો પોતે ટપાલમાં નાંખવા અગર ખાસ વિશ્વાસુ માણસની પાસે ટપાલમાં નંખાવવા. યાદ રાખવું કે પત્ર વહેલો નહીં પહોંચવામાં અગર ગુમ થવામાં ટપાલખાતું જેટલું જોખમદાર છે તેથી બમણા જોખમદાર આ- પણે પોતેજ છીએ કારણકે ઘણી વખત ટપાલ ઓફીસમાંથી પત્ર ગુમ થવાની ફરીઆદો આવે છે તેમાં મોટે ભાગે તો પત્ર ટપાલ પેટીમાં ગફલતને લીધે નાંખવો રહી ગએલ હોય છે અને તેને લીધે નામદાર સરકારના સરળ અને કાળજીવાળાં કીમતી ટપાલ ખાતાને આપણે મિથ્યા દોષ દઈ તેમના કામમાં નાહક ડખલ કરીએ છીએ.

૯. પત્ર લાંબો હોયતો પ્રસંગોપાત અને વિષયવાર પેરેગ્રાફ પાડીને લખવો.

૧૦. યોગ્ય સ્થળે ચિન્હો મુકવાં.

૧૧. પત્ર લખવામાં અસભ્ય થવું નહીં કે તોછડા શબ્દો વાપરવા નહીં નમ્રતા પૂર્વક સરળ ભાષામાં વિચારી શબ્દો વાપરવા કારણકે બોલેલા શબ્દો કરતાં લખેલા શબ્દોની કિમત વધારે છે.

૧૨. ઓળખાણ કરાવનાર પત્રનું કવર બીડવું નહીં પરન્તુ જે માણસને માટે લખવું હોય તે માણસને બીડયા વગરજ સોંપવું.

કાગળ બે પ્રકારના હોય છે. ખાનગી ( Private ) અને વ્યવહાર ( Official ) ખાનગી કાગળ જેને લખવાનો હોય તેમનું નામ લખીને એટલેકે:—(1) Dear Mr. Mohanlal. ( 2 ) My dear Shantilal ( 3 ) Dear Lallubhai વગેરે શરૂઆત કરાય છે. અને વ્યવહારમાં તો (૧) my dear sir (૨) dear sir, અથવા (૩) Sir લખાય છે.

શરૂઆતના થોડા નમુના આ નીચે આપ્યા છે તે ધ્યાન પૂર્વક તપાસવા. કાગળને મથાળે પ્રથમ જમણા ખૂણા ઉપર જે સ્થળેથી પત્ર લખ્યો હોય તે સ્થળ લખવું અને ત્યાર પછી તારીખ લખવી.

### ૧ પુત્રનો પિતાપરનો પત્ર.

Bhadra, Ahmedabad,
May 1st 1917.

My dear father,

I write to tell you that I am quite happy here. The gentleman with whom I stay here is very kind to me. He is a learned Deccani gentleman and so he fully knows the needs of students. He has furnished me with a separate room so that I may have no disturbance during the examination period. I am getting on well. Please write to me and let me know how you all are doing there. With my most respectful regards to my dear mother and my best love to brothers and sistes,

I am,
Your affectionate son,
Balkrishna.

### ૨ પિતાનો પુત્રપર પત્ર.

Hathi Pole, Baroda;
Dated 3rd May 1917.

My dear son,

I am glad to receive your letter dated 1-5-17. I am

happy to know that you are quite comfortable there. I hope you will not over work yourself. What is wanted in examination time is concentration. Think over all you have read and collect the mental strength. This is the secret of success. Your mother, brothers and sisters are all doing well here. With my love to you.

I am,

Your loving father.

તે જ પ્રમાણે કાકાને કે મામાને લખવું હોય તો.

સ્થળ

તારીખ

### ૩ કાકા કે મામા પર પત્ર.

My dear uncle.

અહીં જે લખવું હોય તે લખવું.

Your affectionate nephew,

Maniray.

### ૪ મિત્રપર પત્ર.

સ્થળ

તારીખ

My dear Mr. Kantilal,

અથવા

Dear Mr. Kantilal,

Dear Kantilal,

( અહીં જે લખવું હોય તે લખવું. )

I am,
Yours very sincerely,
Kunj.
અથવા
Yours sincerely,

**૫ ભાઈ ઉપર પત્ર.**

સ્થળ
તારીખ

My dear brother,
( અહીં જે લખવું હોય તે લખવું. )

Your affectionate brother,
Popatlal.

**૬ અજાણ્યા ઉપર પત્ર.**

સ્થળ
તારીખ.

Dear Sir,
( અહીં લખવું હોય તે લખવું. )

I am,
Yours faithfully,

**૭ પોતાના શિક્ષક ઉપર પત્ર.**

સ્થળ
તારીખ

Respected Sir,
( અહીં જે લખવું હોય તે લખવું. )

I am,
Your obedient pupil.
Maganlal G. Shah,

પત્રમાં શરૂઆતનાં અને છેવટનાં વાક્યો લખતાં ઘણીવાર વિચાર કરવો પડે છે અને યોગ્ય શબ્દો મળતા નથી તે માટે તેવાં વાક્યો આ નીચે તૈયાર આપવામાં આવ્યા છે. તે ધ્યાનપૂર્વક તપાસવાં.

| | |
|---|---|
| તમારો કાગળ મળવાથી મને ઘણી ખુશી પેદા થઇ છે. | I am very glad to receive your letter. |
| તમારી તરફથી ખબર સાંભળવા હું ઘણો આતુર છે. | I am very anxious to hear from you. |
| તમારો પત્ર મળવાથી હું ખુશી થઇશ. | I shall be glad to receive your letter. |
| તમારા પત્રનો જવાબ જલ્દી મળવાની આશા રાખું છું. | I hope to hear from you soon. |
| તમારી તરફથી કંઇ પણ ખબર ન મળવાનું કારણ મને જણાતું નથી. | I am quite at a loss to account for your silence. |
| તમારી તરફથી લાંબા સમયથી કાંઇપણ નહીં સાંભળવાથી ઘણો દીલગીર છું. | I am sorry I have not heard from you for a long time. |
| તમારો માયાભર્યો પત્ર ધન્યવાદ સાથે સ્વીકારૂં છું. | I receive your kind letter with thanks. |
| તમારો પત્ર મળવાથી હું તમને અંતઃકરણના ધન્યવાદ આપું છું. | I offer my sincere thanks for your kind letter. |
| તમારો પત્ર મેં ઘણા આનંદ પૂર્વક વાંચ્યો છે. | I have read your letter with great pleasure. |
| ઘણા વખત થયાં તમારા તરફથી મેં કાંઇ પણ સાંભળ્યું નથી. | I have not heard anything from you for a long time. |
| તમારા કાગળની પહોંચ લખતાં મને | I am greatly pleased to ac- |

| | |
|---|---|
| ઘણો આનંદ થાય છે. | knowledge the receipt of your letter. |
| તમારો તા. ૨૫ નો પત્ર મને મળ્યો છે. | Yours of the 25th to hand. |
| આ બે મહીના થયાં મને તમારી તરફથી કંઇ પણ સમાચાર નથી. | I have not heard from you these two months. |

## પત્રમાં વપરાતાં કેટલાંક તૈયાર વાક્યો.

| | |
|---|---|
| મને પત્ર જલદી લખજો. | Write to me soon. |
| તમારો કાગળ વાંચવાની આતુરતા રાખું છું. | I am anxious to read your letter. |
| તેને મને જલ્દી લખવાનું કહેજો. | Tell him to write to me soon. |
| ફુરસદે બે લીટી લખજો. | Drop me a line at your leisure |
| તમારી સગવડતાએ મને લખજો. | Drop me a line at your earliest convenience. |
| તમારૂં ત્યાં કેમ ચાલે છે તે જણાવશો. | Let me know how you are doing there. |
| તમે સાંભળીને ખુશી થશો. | You will be glad to hear. |
| જ્યાં સુધી તમને ફરીને મારો પત્ર ન મળે ત્યાં સુધી લખશો નહીં. | Do not write to me till you hear from me again. |
| તમારો પત્ર મળવાની રાહ જોઉંછું. | Hope to hear from you. |
| પત્ર લખવાની મહેરબાની કરશો. | Please write to me. |
| તમારો કાગળ મળવાથી અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપુંછું. | Thank you most heartily for your letter. |
| તમારા કૃપા પત્રને માટે ઘણો આભારી છું. | I am much obliged for your kind letter. |

| | |
|---|---|
| તમારો પત્ર મળવાથી હું ખુશી થયો છું. | I am glad to receive your letter. |
| તમારો પત્ર સ્વીકારતાં મને આનંદ થાય છે. | I am glad to acknowledge receipt of your letter. |
| તમારા કાગળના જવાબમાં. | In reply to your letter. |
| તમારા પંદરમીના પત્રના જવાબમાં | In reply to yours of the 15th. |
| મને જણાવવાતાં ખુશી ઉપજે છે કે | I am glad to state that. |
| તમારા માયા ભર્યા પત્ર માટે ઘણા ધન્યવાદ છે. | Many many thanks for your kind letter. |
| હું સાંભળી દીલગીર થાઉં છું કે. | I am really sorry to hear from you that. |
| મારા પ્રણામ સ્વીકારશો | Please accept my best compliments. |
| આ પત્રનો કૃપા કરી જવાબ આપશો ? | Will you kindly reply to this letter ? |
| તમારાથી બને તેટલી ત્વરાએ મને લખશો. | Write to me as soon as possible. |
| મારા પ્રથમના પત્રનો જવાબ આપો | Reply to my previous letter. |
| મારા સલામ કહેજો. | Give my kind regards. |
| તમારાં બચ્ચાંને મારી વતી પ્યાર કરજો. | Kindly giae my love to your children. |
| આપણા મિત્ર કેશવલાલને મારા પ્રણામ કહેશો. | Present my best compliments to our friend Mr. Keshavlal. |

## પત્ર સમાપ્ત કરતાં લખાતાં વાક્યો.

| | |
|---|---|
| આશા રાખું છું કે તમે મઝામાં છો. | Hoping you are alright. |
| તમારૂં કેમ ચાલે છે. | How are you getting on ? |

| | |
|---|---|
| હું આશા રાખું છું કે તમે સારા છો | I hope you are doing well. |
| અમો બધા સારી પેઠે છીએ. તમે કેમ છો ? | We are all doing well. How do you do ? |
| હું સારી પેઠે છું અને તમે પણ તેમજ હશો તેવી આશા છે. | I am alright trusting you are the same. |
| આશા રાખું છું કે બધાને મારી આશિષ કહેશો. | Hope you will tender my love to all. |

## ચીઠ્ઠીઓ.

Dhanasutar's Pole,
Ahmedabad 10–4–17.

My dear Ramalal,

As I have a piece of urgent business to communicate to you, I hope you will please make it convenient to see me at my place to-morrow between 2 & 3 p. m.

Yours truly,
M.

ધનાસુતારની પોળ
અમદાવાદ તા. ૧૬–૪–૧૭.

પ્રિય ભાઇ રામલાલ,

મારે તમને કાંઈ જરૂરી બાબત જણાવવી છે તો તમે આવતી કાલે બ-પોરના બે અને ત્રણ વચ્ચે મ્હારે ત્યાં આવવાનું ઠરાવશો એવી આશા છે,

તમારો સાચો.
મ.

Dhal's Pole,
Ahmedabad 16–4–17.

My dear Mohanlal,

Your note duly to hand. I am sorry to tell you that I am going out this evening on a very important affair. I shall return the day after to morrow. i. e. on 18th instant. Will you therefore let me know at what time I can see you on the day after to morrow.

Truly yours,
Ramalal.

ઢાળની પોળ,
અમદાવાદ તા. ૧૬-૪-૧૭

પ્રિય ભાઇ મોહનલાલ,

તમારી ચિઠ્ઠી બરોબર મળી, પણ હું કહેવાને દિલગીર છું કે હું આજેજ સાંજના કાંઈ જરૂરી કામે બ્હાર ગામ જાઉં છું. હું પરમ દિવસે પાછો આવીશ. એટલે કે ચાલુ માસની ૧૮ મી તારીખે તે માટે તમે હું તમને પરમ દિવસે કયારે મળી શકું તે મને જણાવશો ?

તમારો સાચો
રામલાલ.

Dhanasutar's Pole,
Ahmedabad 17-4-17.

Dear Mr. Ramalal,

I shall feel much obliged if you will favour me with a call at your earliest leisure on the day after to morrow.

Yours sincerely,
Mohanlal.

ધનાસુતારની પોળ,
અમદાવાદ ૧૭-૪-૧૭

વ્હાલા ભાઈ રામલાલ,

તમે આવતે પરમ દિવસે તમારી વહેલી ફુરસદે મને મળી જશો તો તમારો આભારી થઇશ.

તમારો વિશ્વાસુ
મોહનલાલ.

Dear Mr. G.

Will you please see me to-morrow at my Shahi Baug Bungalow and oblige?

Yours sincerely.
S.

પ્રિય ભાઇ ગ-

મ્હારા શાહીબાગને બંગલે આવતી કાલે મહેરબાની કરી મને મળી જશો.

તમારો સ્નેહી,
સ.

1542, Sheth's Pole,
Ahmedabad 1st December 1916.

Dear Mr. Shroff,

Will you please favour us with your company at a family dinner next morning at 10 o'clock ?

Yours trully,
Bhogilal.

નં. ૧૫૪૨ શેઠની પોળ.
અમદાવાદ ૧ લી ડીસેમ્બર ૧૯૧૬

વ્હાલા મી. શૅરૂ,

આવતી કાલે સવારે દશ વાગ્યે કુટુમ્બ જમણમાં આપની હાજરીનો અમને લાભ આપવાની મહેરબાની કરશો ?

તમારો સાચો
ભોગીલાલ.

## તાર સંબંધી.

### On Telegrams.

આજના પ્રવૃત્તિના જમાનામાં તાર ખાતું દુનિઆમાં એક આશિર્વાદ સમાન નિવડેલ છે. વ્યાપાર રોજગાર અને વ્યવ્હારી તથા સરકારી કામકાજોમાં તેથી અતિશય સુખ સગવડ અનુભવીએ છીએ.

સાધારણ કાગળ પત્ર કરતાં તાર લખવામાં સ્હેજ કળા વાપરવાની હોય છે. કાગળમાં લંબાણથી ખબર આપી શકાય છે જ્યારે તારમાં ઓછે શબ્દે વધુ અર્થ સમજાવી શકાય છે. પરન્તુ તાર લખવામાં શબ્દ રચનાની કળા નહીં જાણનારને ઘણીવાર વિશેષ નુર આપવું પડે છે અગરતો શબ્દનો અર્થ સામા માણસને વિગતવાર સમજાતો નથી. તે માટે તારમાં વિચારીને શબ્દોના બરોબર અર્થ ગોઠવીને લખવાથી ધારેલો હેતુ બર આવે છે.

હિંદુસ્તાનમાં તાર બે પ્રકારના થાય છે એક સાધારણ ( Ordinary ) અને બીજો ઉતાવળો ( Express-એક્સ્પ્રેસ ) ઓર્ડીનરી તારના પહેલા બાર શબ્દોના આઠ આના અને પછી દરેક શબ્દ દીઠ અડધો આનો વધારે થાય છે અને એક્સ્પ્રેસ તારના પહેલા બાર શબ્દોનો ૧ રૂપીઓ અને પછી દરેક શબ્દદીઠ બે આના બેસે છે.

**વિદ્યાર્થીની સગવડની ખાતર થોડાક નમુના આ નીચે આપ્યા છે.**

| | |
|---|---|
| તમે પરીક્ષામાં પાસ થયા તે માટે તમને મુબારકબાદી આપું છું. | Congratulations you pass examination. |

| | |
|---|---|
| તમારા ભાઇ નાપાસ થાય છે તેવા ખબર આપવાને દિલગીર છું. | Sorry your brother fails. |
| તમારા પિતાની તબીયત ગંભીર રીતે બિમાર છે માટે પહેલી ટ્રેનમાં આવો. | Your father dangerously ill come first train. |
| તમારાં માતુશ્રીની તબીયત સુધરતી જાયછે ફીકર કરશો નહીં. | Your mother bettering no anxiety. |
| મારી તબીયત ગંભીર સ્થીતિમાં છે મહેરબાની કરી એક માસની રજા આપો. | Seriously ill request one month's leave. |
| તમે માગેલી એક માસની રજા મંજુર કરવામાં આવે છે. | One month's leave sanctioned. |
| હજુ તબીયત સારી થઈ નથી પંદર દિવસ વિશેષ રજા માટેવિનંતી કરૂંછું. | Still not better request fortnight's extension. |
| માગેલી વધારે રજા આપી શકાતી નથી માટે તુરત નોકરીપર હાજર થાઓ. | No extension allowed join duty immediately. |
| હું આવું ત્યાં સુધી ત્યાં થોભો. | Wait till I come there. |
| તમારાં લગ્ન પંદરમી તારીખે નક્કી કર્યાં છે. | Your marriage on the fifteenth. |
| ગોવીંદલાલને તુરત મોકલોમારે તેની ખાસ જરૂર છે. | Send Govindlal soon badly wanted. |
| પચીસ ભરૂચ ગુડની ગાંસડીઓ ચઢાવી દો. | Despatch 25 bales Broach Good. |
| તમારી સ્ત્રી આજે સાંજે ગુજરી ગએલ છે તુરત આવો. | Your wife died this evening come soon. |

